# બચપણનો બહાર.

---

લખનાર— માતા.

---

સર્વે હક સ્વાધિન.

---

૧૯૦૬.

# THE SPRING OF LIFE.



BY

**MAMA**



1906.

# સાંકળિયું.



## ( ૧ )

## બાળકનાં મનની ખીલવણી—કોણે કરવી, ક્યારે કરવી, કેમ કરવી—

## ( ૨ )

# કેળવણીનાં સાધનો.

## ( ૩ )

## સદ્ગુણની ખીળવણી.



## સદ્ગુણો.

# દીબાચો.

બાળમગજની વિદ્યા યાતો બાળ ખવાસની ફીલસુફી શીખવવાનો આ પુસ્તક જરાએ દાવો કરતું નથી. આપણુ ઉમ્મરે પુગેલાં તરફથી બાળ્યાવસ્થા સદ્દગુણની કેળવણી પામવાનો જે હક ધરાવે છે તે ઉપર આંખમિચામણું ન કરતાં તેને ફરેસ્તાઈ હાલતે લાવવા માટે આપણુ તરફથી તેમને ઉત્તમ તાલીમ મળવી જોઇએ. એ બાબતને મનમાં રાખીને તે વિષેના અંહી તંહી વાંચેલા અને અનુભવેલા વિચારો કાગલપર મૂક્યા છે અને ફીલસુફી તથા તર્કશાસ્ત્રને બનતાં સૂધી બાજુએ મૂકીને એ બાબતમાં આપણે વહેવારૂ રીતે શું બજા લાવી શકયે તે દેખાડવાની કોશેશ કરવામાં આવી છે, તેનાથી જો થોડીક પણ માતાઓ પોતાના બાળકોની જીંદગીની ઉગતી સવારને મીઠી રાહબરીથી ખુશાલ પસાર કરાવવાની સંભાળ રાખતાં શીખશે તો લખનારની મહેનત સફળ થયલી ગણાશે.

# બચપણનો બહાર.

( ૧ )

## બાળકના મનની ખીળવણી—કોણે કરવી, કયારે કરવી અને કેમ કરવી.

"જેટલો હું મારાં માબાપને આભારી છું તે કરતાં વધુ હું મારા ઉસ્તાદને આભારી છું. મારાં માબાપ તો મને આકાશપરથી જમીનપર લાવ્યાં પણ મારો ઉસ્તાદ તો જમીનપરથી મને પાછો આકાશપર લઈ ગયો."

પોતાની મોટાઈ અને માન કોણુને આભારી છે તેનો વિચાર જયારે સીકંદર બાદશાહના મનમાંથી પસાર થઇ ગયો ત્યારે તેના મુખમાંથી આ શબ્દો બાહેર પડયા હતા. અને આજે આપણામાં જેઓ જીંદગીની મોતેબરી વિષે બે પળ વિચારમાં પડવા જેટલા આગળ વધેલાં છે, તેઓ પણ મહાન સીકંદરથી બોલાયલા બોલોને ફરી બોલશે એમાં સંદેહ નથી. જેમ આગલા વખતમાં તેમ હાલમાં માતપિતા જો કાંઇ

પણુ કરતાં હોય તો બાળકને જન્મ આપી ઉધારે છે, પણુ મન અને લાગણીને કેળવવાની ફરજ પણ તેઓને સીર છે, એમ તેઓમાંનાં કેટલાંકને સ્વપને વટીક ખ્યાલ આવતો નથી. અને જેમને આવેછે તેઓમાંના ઘણાકો તે ફરજ બજાવવામાં પછાત પડે છે. જો એક માતા પોતાનાં બાળકને ભૂખ્યું રાખશે તો બીજી માતાઓ તેને બેકદર કહેશે; જો એક બાપ પોતાનાં બચ્ચાંનું ગુજરાન કરતો ન હશે તો બીજા પિતાઓ તેનાં ગાય જેવાં બચ્ચાંની દયા ખાઈ તેને કસાઇની ઉપમા આપશે; પણુ સેંકડો બળકે હજારો માતાઓ બાળકનાં મનને ભૂખે ટવળતાં રાખે છે, અને હજારો પિતાઓ બાળકની મગજની અને અંતરની શકિતઓને ઘટતી તરગીયતના ખોરાકની તંગીથી કરમાવા દેછે તેને લોકો નથી ઘાતકી સમજતાં કે નહિ બેકદર !

બાળકો, જેઓ ગોયા મનની મંદ પડેલી શક્તિઓથી અને અંતરની બીનકેળવાયલી લાગણીઓથી આ જીંદગીનું મોટું સુખ ગુમાવી બેસે છે, તેવાં કમનસીબ બાળકોના માતપિતાને પોતાની કસુરનું જ્ઞાન કે ભાન રહેતું નથી. પણુ તેઓને ભાન ન હોય તો શું થયું ? વિચારવંતોને એ બાબે કશો શક રહેશે નહિ કે જેમ માબાપો બાળકના તનને ઉધારવાનું કામ કુદરતી રીતે પોતાનું ગણે છે, તેવીજ રીતે બાળકોનાં

મનની અને આત્માની ખીળવણી કરવાનું કામ પણ તેઓનું પોતાનુંજ ગણાવું જોઇએ. એક બારગી માત્ર મદદગાર તરીકે આપણે શિક્ષકો પાસે બાળકને કેળવણી અપાવ્યે તો તે કાંઇ વાંધાભર્યું નથી, પણ શિક્ષકો અને નિશાળોના હવાલામાં બાળકોને સોંપી દઇ તેઓની ખીળવણી જે રંગરૂપ લે તેના અજ્ઞાનપણામાં રહી તે બાબે રહેજ પણ તકલીફ ન ઉઠાવવી, એ આળસાઈ તેમજ અજ્ઞાનપણું દેખાડે છે. વળી કેળવણી આપવાનાં બિકટ કામને આપણે નિશાળે સોંપાયલું જોવા ઇચ્છીએ છીએ તો ખેર; પણ યૂરોપ અને અમેરિકામાં નાનાં ભુલકાંઓ માટે "ઈનફન્ટ સ્કુલસ" છે તેમ આપણા દેશમાં નથી તો તેની પણ ચિંતા નથી. આપણે પણ રાહ જોતાં હાથ જોડી બેસ્યે છીએ કે વહી શું જાય છે? બાળક ૭ સાત વરસ બરબાદ કર્યા પછી શીખશે!

બાલ્યાવસ્થાની કેળવણી બાબેની બેદરકારી એક પ્રજાની પડતીનું કેવું મુળ થઇ પડે છે તેનો ખ્યાલ ખરાં રૂપમાં એકાએક આવવો મુસ્કેલ છે. પાંચ ૭ વરસ લગણ બાળકની કેળવણીપર કશું ધ્યાન અપાતું નથી તેથી કેળવણીના આખાં મંદીરનો પાયો એટલો નબળો રહેછે કે તેને મકકમ બનાવવા માટે જે કરશું તે થોડું.

જન્મ પછી પાંચ ૭ વરસ લગણ બાળકની કેળવણી

બાબે વિચાર કાં કરવામાં નથી આવતો એમ પુછીશું તો માતાઓ અને પિતાઓ એક અવાજે બોલી ઉઠશે કે "નાનાં બચ્ચાંને શીખવવું તે શું ? તેઓપર બોજો તે કેમ કરી નાખવો અને રડતાં ભુલકાંઓને કકો કેમ શીખવવો ?"

ખરૂં છે. પણ જ્યારે આપણે એમ બોલ્યે કે ૫-૬ વરસ બરબાદ ન કરતાં કેળવણી આપવી, ત્યારે "કેળવણી આપવી" એનો અર્થ કાંઇ "કકો" શીખવવો કે ચોપડી ભણાવવી, કે "એકડેએક" મોઢે કરાવવા એમ થતોજ નથી. અથવા તેઓ આગળ નીતિ અનીતિની સરખામણી કરવી, કે ખુદા ને કુદરતનો ખ્યાલ આપવો, કે બહેસ્ત ને દોજખના વિચારો આપી નીતિવાન બનાવી દેવાં, એમ પણ આપણુ કહેતાં નથી; પણ જે એકજ ચીજ આપણે ભૂલી જઇએ છીએ તે એ કે દયા, માયા, ઉત્સાહ, ભલાં તરફનો ચાહ, સચ્ચાઇ અને ઉદારતા, વડાં તરફની તાબેદારી અને માન વગેરે સર્વે સદ્‌-ગુણોનો કાંઇક ભાસ એક બાળકના નાના જીગરમાં છૂપો પડેલો છે. આપણે ખરેખર તેની ત્યાંની હાજરી ભૂલી જઇએ છીએ. ભૂલી જઇએ છીએ આપણુ કે તે છૂપી પડેલી લાગણીઓને કેળવી ખીળવી, ઉછેરી ઉધારી બાળકની જીંદગીના રોહમાં વહેતી કરવી એ માબાપનું કામ છે. વળી ભૂલી જઇએ છીએ આપણે કે વિચારશકિત, અવલોકણ શકિત, કલ્પના શક્તિ,

તર્ક શક્તિ, સર્વ શક્તિઓ જે આપણુ ઉમ્મરે પુગેલાં મનુષ્યમાં દેખઇતી છે, તે સર્વ શક્તિઓ બે માસનું કે બે વરસનું બાળક પણ ધરાવે છે. એ રીતે સદ્‌ગુણો તરફની પ્રેરણા અને મનની શક્તિઓ ત્યાં છૂપી પડેલી છે. જે કરવાનું છે તે તે છૂપી શક્તિઓને તેના વહેતા જોરમાં મૂકવાનું છે.

જ્યારે એવી રીતની કેળવણીના વિચારો માબાપને હોતા નથી, ત્યારે બાળક તરફના તેમના કુદરતી પ્યારને લીધે ખરાં ખોટાંના વિચાર વગર બાળકની મરજી અને માંગણીઓથી તેની કેળવણી દોરવાય છે. પણ ખરી રીતે પેસ્ટોલોઝીના બોલોમાં બોલ્યે તો માતાઓએ બાળકો માટે "thinking love" અથવા **વિચાર સાથનો પ્યાર** અને **અક્કલ સાથની પ્રિતી** રાખવી જોઇએ. માતપિતા પોતાનાં બાળકોને ચાહે એ એટલું તો કુદરતી છે કે ગોયા તે તેમની ફરજ થઇ પડી છે, પણ તેમ કરતાં ઘણીવાર તેઓ બાળકની ખોટી વલણો, ખામીઓ, ભૂલો અને વાંકો પ્યારથી પસવારી ચલાવી લે છે. બાળક નાનું છે, એ બિચારાંને સમજ શું છે, એવા વિચાર કરી માતપિતા તેને લાડ લડાવે છે અને એમજ સમજે છે કે એ ઉમ્મરે તો એમજ કરવું બરાબર છે; પણ જે માતા યા પિતા બાળકની નજીવી ભૂલો માટે અખાડા કરી એમ બોલે છે કે નજીવી બાબદ છે, એમાં દમ નથી,

તેઓને આપણો એજ જવાબ છે કે "હા જી, બાબદ નજીવી છે પણ ટેવ જે પડી અને તેનાં પરિણામ જે નીપજનાર છે તે કાંઇ નજીવાં નથી ની! માબાપ એમજ ધારે છે કે બાળક થયું એટલે બીજાંને જરા લાડમાં ને લાડમાં મારે, જરા રતી અવિવેકી સુખનો આચરે, જે માંગે તે મેળવે અને જે કરવા ઈચ્છે તે કરે તેમાં નુકસાન શું ? એવી રીતે નાનાં છે, નાનાં છે, કરી બાળકને નુકસાનકારક ટેવો પડવા દે છે અને મોટું થયા પછી તેનામાં જે નઠારી વર્તણુક છે તે માટે અજબ થાય છે; જો કે તેનું મુળ તો તેઓ પોતેજ હોયછે.

જ્યારે બાળકો મોટાં થાય છે, જ્યારે તેઓ કુમળી ડાળી પેઠે વાળેલાં વળી શકતાં નથી, ત્યારે ધીરે રહીને માબાપને તેમને સુધારવાનો વિચાર આવે છે અને જે દુર્ગુણના કાંટાના વાવનાર તેઓ પોતે હતાં તેને મોટા થયલા જોઇ તેઓ રડે છે, બળે છે, અને જ્યારે ઘણું મોડું થયું હોય છે ત્યારે તેઓ તે જડ ઘાલી બેઠેલા કાંટાઓને ઉખેડી નાખવાની દોડાદોડીમાં પડે છે. પણ તેમ કરવામાં તેઓ નિષ્ફળ થાય છે કારણકે જે બાળકે બચપણમાં ભૂંડી ટેવો ચલાવી લીધેલી જોઇ, જે બાળકે બચપણમાં પોતાની મરજી પ્રમાણે રાજ કર્યા કીધું, તે મોટ-પણમાં પણ તેમજ કરવા માંગે છે. "હું ઝભલાંવાળી હતી ત્યારે મારે મનગમતું કરતી હતી તો હવે સદરો પહેરવા જેટલી

મોટી થઇશું ત્યારે કાં મારે મનગમતું કરવા ન દે?" એમ તમારી બાળકી પોતાનાં મનને સવાલ કરે છે, તે કુદરતી છે. એક કુતરાના બાબમાં પણ જોઇશું તો માલમ પડશે કે તે નાનું કુરકુરીયું હતું ત્યારે જે ખોટી મસ્તી મજાહ અને અણગમતા ચાલાઓ કરતાં તે શીખ્યું હતું તે મોટું થયા પછી તે છોડી શકતું નથી. આ નિયમ ધ્યાનમાં રાખીને આપણે જાનવરોને પહેલાંથીજ સારી ટેવો પાડવાની કાળજી રાખ્યે છીએ—જે ભુલ કર્યે છીએ તે આપણા પોતાનાં પ્યારાં બાળકોનાંજ બાબમાં! અને પછી આપણી પોતાની ભૂલોથી લાડકાં નહારાં બચ્ચાં તેઓને બનાવ્યા બાદ, ઇચ્છીએ છીએ કે તેઓ ઉમ્મરેં પુગેલાં માણસો તરીકે ભલાં નિવડે; પણ આપણે કાં નથી યાદ રાખી શકતાં કે જે બાળકે એક પેપરમીંટ રડીને લીધી તોજ મુગું રહયું તે બાળક આંસૂની આપખુદીથી મનગમતી મજાહ મેળવશે યા મનગમતી ચીજ કરશે, તોજ પોતાને સુખી માનશે અને તોજ બબડતું બખાળતું મુગું થશે? જે બાળકને આપણે મનને ભાવ્યું એટલું પાણી પીવા દીધું તે બાળક મોટપણમાં મનભાવે એટલો દારૂ પીનાર નિવડે, તો જીભ કરડીને આપણને કબુલ કર્યા વિના છુટકો નથી કે આપણેજ તે બદીના વાવનાર હતાં અને તેથી તેના ફળ કેવાં કડવાં છે તે આપણનેજ લોહીનો ગોટ ગળીને ચા-

ખવાં જોઇશે. બાળક જેમ બચપણમાં મનની તરેહવાર ઇચ્છાઓને જાહેર કરતું ગયું તેમ મોટપણમાં પણ કરશે; મગર તે શોખો અને ઇચ્છાઓને કોઈવાર પુરી પાડવા અને કોઇવાર જાતી કાબુથી કચડવાની સમજ તેને મળવી જોઇએ. પણ જેઓ પોતાને સૌથી સરસ રીતે પોતાનાં બાળકોને કેળવણી આપતાં સમજે છે તેઓ વટીક આ વાતમાં ગોથું ખાય છે. વળી એટલુંજ નથી, જે માબાપો નાનપણથી પોતાના બાળકોમાં સદ્દગુણો ખીલવવા ચાહે છે તેઓ પણ કેટલાંક અજ્ઞાનપણાંને લીધે બાળકોને ખુદ દુર્ગુણના માર્ગપર કેમ મેલે છે તે દેખાડવા એકાદ બે દાખલા ટાંકી બતાવીશું.

પોષાક કે જે શરીરને ઠંડી ગરમીમાંથી બચાવવા અને મર્યાદા જાળવવા ખાતર છે, તેજ પોષાક ઘણાંખરાં ઘરોમાં બાળકના મનમાં કેવા ખોટા વિચારો પેવસ કરે છે! બાળકીના દરજીને સીવવા આપેલા એક સુંદર ફ્રોક માટે માતા જેટલી ઈંતેજારીથી વાત કરેછે તેટલીજ ઈંતેજારીથી બાળક તે ફ્રોક આવવાની અને પહેરવાની રાહ જોય છે. કારણ? કારણ એજ કે તે ઘણો સુંદર રીતે સીવવા દરજીને કહ્યું છે, ઘણાં ઉંચાં કપડાંનો છે અને ઘણી ફેશન તેપર કરાવી છે. પછી જ્યારે તે ફ્રોકમાં સજ થઇને છોકરી બાહેર આવી કે તેણીની મા શું બોલતી સંભળાય છે? "જોવની! વાહ! આજે તો મારી

મેહરાં પુતલુંજ લાગે છે!" ત્યારે મેહરાં બિચારી કેમ પોતાનો ભાગ બરાબર નહિ બજાવે ? તેણી બી પોતાની ડોકને રબરની સમજી તેને તાણુવાની કોશેશ કરેછે અને પોતાનાં ભુલકાં મિત્રોમાં પોતાની માના વખાણુના શબ્દો બોલી મગરૂર થાય છે. મેહરાંની માને આપણુને એટલુંજ કહેવું છે કે તેણી કપડાંની પસંદગી વેળા શોભાનો વિચાર કરે તો તે કદાપી ખોટું નથી પણુ તે કપડાંના ટુકડાને માહભારત ચીજ ગણી વિચારો કર્યાં કરવા, એક "એસ્કી" ફ્રોક તે શું એક મોટી મીલકત હોય તેમ તેને ફેરવી ફેરવીને જોયા કરવો, યા તે તૈયાર કરવા પર દિવસોના દિવસો ગાળવા, મોટી કિંમત તે પાછળ ખરચવી, અને તે માટે ઇંતેજાર બનવું, મગરૂર બનવું, વડાઇ લેવી, એ સઘળું જેટલું મેહરાંની માને હલકું લગાડનારૂં છે તે કરતાં વધુ તેવી ધણીએ બાળક મેહરાં અને મંચીઓને ગર્વ શીખાડનારૂં છે.

એક બાળક જ્યારે જોય કે તેની માતા પોતાનો બેમુલ વખત, જાતી મહેનત, ઇંતેજારી, મગરૂરી અને પૈસાનો મોટો યા નાનો હીસ્સો એક બદીયાન કે એક ફ્રોક જેવી ચીજો પાછળ ગુમાવે છે ત્યારે તે એમજ સમજતાં શીખે કે એ પણુ જીંદગીની એક મોતેબર ચીજ હશે, અને બચપણુથી જે ચીજને તે વજુદ આપતાં શીખ્યું તે ચીજને તે મોટપણુમાં પણુ વજુદ આપશે; અને એમ જો થયું તો બાળકને બીજી રીતે સાદાઇ શીખવવાના ફાંફાં શું કામનાં ?

તેમજ હવે ખોરાક જેવી સાધારણ બાબતનો દાખલો લઈએ. કોઈની સાલગરેહ કે બીજા કોઇ શુભ દિવસે આપણા ઘરોમાં રોજ કરતાં વધુ વાણાં તૈયાર કરવામાં આવે છે. જેમ પકવાન સ્વાદદાર તેમ તે બીજાંઓથી વધુ અને વધુ ખવાય છે. પેટ ભરતું ખાધા છતાંએ એકાદ મનગમતી મીઠાઇ ચાખવાની હા-ના થાય છે. બાળક પણ મીઠું ને મનગમતું વાણું ભૂખ ઉપરાંત ખાય તો તેની પણ માતપિતા રજા આપે છે. આ મીઠાઇ કયાં રોજ ખાય છે, એવા વિચારથી બાળકને હેતથી નવાજી નાખનારાંઓ તેને ભૂખ કરતાં જયાદા ખવાડવામાં અડચણ જોતાં નથી. આથી બાળક શુ શીખે છે? એજ—કે ખોરાક લેતી વેળા હોજરીનો નહિ, જરપત થવાનો નહિ, ભૂખનો નહિ, પણ જબાનના ચષ્ટા અને સ્વાદીષ્ટ વાણુંનો વિચાર કરવો. એવા એક નહિ પણ અનેક દાખલા આજે આપણા ઘરોમાં બનતા નજરે પડે છે. ભોલાં માબાપોને "વાતમાં કાંઇ દમ" દીસતો નથી. પણ તેઓની સાથે આપણે કેમ ભૂલી જઇશું કે નાની ચીંગારીજ મોટી આગ લઇ આવે છે?

જો માતપિતા યા ઘરમાંનાં વડીલો બાળકોને આં તરાંહનીજ રાહબરી આપી શકતાં હોય તો બેહતર કે બાળકો એવી રાહબરી મેળવેજ નહિ! માણસની એવી કઢંગી રાહબરી કરતાં તેનાં રમકડાંની અને આસપાસની વસ્તુઓની

બુરી સંગતજ ભલી ! તે બુરી સંગતથી બાળકને માતપિતાની ઢંગધડા વગરની દોસ્તી કરતાં ખચ્ચીતજ ઓછું નુકસાન થશે. માબાપો આજે ગુસ્સો, કાલે અદેખાઇ, બીજે દીને મતલબ અને પેલે દીને અધીરાઇ—એ દુર્ગુણોના ભાગ ભજી બતાવી કુમળા મન અને આત્મા પર બુરી અસર ઉપજાવે એવો આજે મામલો છે ત્યારે તેઓને ખાસ કરી યાદ આપવી જોઇએ છે કે બચપણમાં પડેલી સારી માઠી અસર મોટપણ તુલીક પરિણામ જાહેર કરતી રહેછે; અને નાના, નજીવા ગણાતા બચપણના મળેલા છાપો ઘણી ગંભીર અસર કરેછે, ઘણાં માહભારત પરિણામો લાવેછે. અને ત્યારે એ સઘળાં પરથી સાર એજ નિકળે છે કે બચપણની વસંતની મોસમમાં સદ્‌ગુણનાં બીયાં વાવવાને માબાપોએ ચુકતું જોઇતું નથી. કાં નથી તેઓ વિચાર કરતાં કે બાળવયની મોસમ પુરી થતા પછીનાં વાવેલાં બી કવચીતજ ફળ આપશે ? ઉનાળાની ઉપયોગી ગરમીને બરબાદ થવા દઇ વરસાદના વરસવા સાથ જમીન ખેડવા માડી પછી બીયાં રોપતો જો એક ખેડુત નજરે પડશે તો આપણે તેની મુર્ખાઇપર બેઢડક હસવા પડીશું—"ગરીબ બિચારાને એટલી બી ખબર નથી," પણ ધીરજથી આપણને પોતાને માટે વિચાર ચલાવીશું તો આપણે તે ખેડુત કરતાં વધુ ભયંકર ભૂલ અને વધુ હસવા સરખી મુર્ખાઇ રોજ બ રોજ કર્યે છીએ એમ આપણને માલમ પડશે.

બાળક ભવિષ્યમાં કેવું નિવડે તે માટે માબાપનાં મનમાં અમુક નેમ હોવી જોઈએ. જ્યારે આપણામાં અમુક કામ માટે નેમ હોતી નથી ત્યારે આપણે સંજોગોથી દોરવાઇએ છીએ. અલબતાં, હાલ માબાપોમાંનાં ઘણાં ખરાં પોતાનાં બાળકો ભવિષ્યમાં કેવાં નિવડે તે બાબે કાંઇક નેમ રાખતાં તો હશે. પણ તે નેમો શું હોય છે? બાળક તનદરોસ્ત રહે, રાંક નિવડે, તાબેદાર અને હુસ્યાર નિવડે, જલદી શીખે, પૈસા કમાય, સગાંવ્હાલાંને સુખમાં રાખે, માબાપ સાથ માન ઇજતથી વર્તે અને સારૂં નામ રાખે. આવી નેમ ઘણાં માબાપો મનમાં રાખેછે, પણ ખરેખર તે જેવી જોઇએ તેવી નથી. અને છતાં પોતાની એ નેમો પાર પાડવા માટે માબાપો પોતે શું કરે છે? બાળકને તનદરોસ્ત રાખવા પોતાની સમજ પ્રમાણે જતન લે છે યા હુસ્યાર કરવા નિશાળે મેલે છે, તાબેદાર બનાવવા શિક્ષા કરે છે યા રાંક બનાવવા ત્રાસ દેખાડે છે. પણ શું તેઓએ એટલુંજ કરવાનું છે? માતપિતા તરીકેની ફરજ બજાવતાં વિચારવંત માબાપો પોતાના બાળકની તનદરોસ્તીની પોતે જાતે સંભાળ લેછે, તેની મનની શક્તિઓને ખીળવેછે, તેની લાગણીઓ અને સદ્દગુણો જે છુપા પડેલાછે અને જે ફક્ત મદદનો એક નરમ હાથ લંબાવવા સાથે તે બાળકના અંતકરણનો દરવાજો હળવે હળવે ઉઘાડી બાહેર

આવેછે તે સદ્‌ગુણોને વિચારવંત માબાપો જતનથી ઉધારે છે. દયા, માયા, અને પ્યારના બીયાં અંતરમાં કુદરતથી રોપાયલાં માની, તે ગોયા મોઘરા, ગુલાબ અને કમળનાં બીયાં હોય તેમ તેને નીતિના ખોરાક અને પાણીથી તેઓ ઉછેરે છે. તેઓ દીન બદીન તે બાળકને તપાસેછે. તે કેમ જોય છે, કેમ નિહાળે છે, કેમ વિચારે છે, તાબેદાર કાં છે, અદેખું કાં છે, ખુશાલ કાં નથી રહેતું યા અટકચાલું કાં છે, એ સર્વેનો તેઓ રોજ અભ્યાસ કરે છે. અને આપણે પણ ઇચ્છીશું કે એવાં વિચારવંત માબાપોની પેઠે દરેક માબાપ એમજ સમજતાં શીખે કે (૧) બાળકની કેળવણી પાળણામાંથીજ શરૂ થવી જોઇએ, (૨) તે કેળવણી માબાપે પોતે આપવી જોઇએ અને (૩) તે કામ અક્કલ પસંદ રીતે થવું જોઇએ.



## ટેવ.

જૉન લોક બાળકના સદ્ગુણ દૂર્ગુણ ખીળવવા કચડવા બાબે જે એક હથિયાર રજુ કરે છે તે ટેવ છે. માટે પહેલાં આપણે તે હથિયારને હાથમાં પકડી ફેરવી ફેરવીને તપાસી તેની ખાસીયેતથી વાકેફ બન્યે; નહિ તો રખેને તે ટેવ રૂપી હથિયારથી બાળકના મનની ફુળવાડીનાં ઝાડ ઝાખરાં કાપવા જતાં આપણાથી તે માહેના સુંદર ફુલ ફળો કપાઇ જાય! ટેવને જેટલું વજુદ મળવું જોઇએ તેટલું અસલથીજ વાંચનારાઓએ, લખનારાઓએ, ભાષણ કર્તાઓએ, અને ગુરૂઓએ સર્વએ આપ્યું છે. એક નજીવી ટેવથી બળવાન ઇનસાન દુઃખના બોજા તળે કેવું કચડાઇ દબાઇ જાય છે તે તો તવારીખના હજારો દાખલાપરથી સમજાશે.

જેમ શરીરને બચપણથી ચોકકસ જાતની તાલીમ મળવાથી તે નરમ રબર જેવું બને છે તેમ મનના બાબમાં પણ સમજવું. સરકસમાં એક નાનો છોકરો બે ટટ્ટુપર અકેકો પગ મૂકી કેવી રીતે ચલાવે છે, અથવા એક ઢોંગી રબરના દડા માફક કેવી રીતે ગોલાંટ ખાય છે, અથવા એક નાની ભુલકી પરિયાંની માફક હવામાં કેમ ગેલ કરે છે, તે તો આપણાંમાંનાં ઘણાં જણ જોય છે. બચપણથી જેમ માંસના લોચાને કસરતની

તાલીમથી ગમે એમ વાળી શકયે છીએ તેમજ મનના દાખલામાં મગજની કેળવણીથી બને છે. ટેવનું જોર ફકત માણસમાંજ જોવામાં આવતું નથી. એક બિલાડી દરરોજ વખતસરજ અને અમુક જગ્યાએજ ખાવાનું લેવા જાય છે. કુતરો પોતાના ધણી કરતાં ટેવનાં જોરને વધુ નીમકહલાલ રહે છે. ચલ્યાંઓને જો નવ વાગતેજ દાણા કે પાંઉના ટુકડા આપણે નાખતાં હઇશું તો તેઓ તેજ કલાકે ત્યાં સફ સમારી ઉભાં રહેશે–પછી દાણા કે પાંઉના ટુકડા નાખવા ત્યાં કોઇ ન હોય તો શું થયું? જંગલી પક્ષિઓ માણસોને માટે જે બીક ધરાવે છે તેને દારવીન ટેવનુંજ પરિણામ જણાવે છે. પૅસીફીક ટાપુઓ માહેલા એકપર જ્યારે દારવીન વસ્યો હતો ત્યારે કેવી રીતે ત્યાંના પક્ષિઓ કશા પણ ડર વગર, જાણે દારવીન પણ તેઓ માહેલું એક પક્ષિજ હોય, યા જાણે તેણે તેઓને પાળેલાં હોય તેમ તેનાં દિલ પર ઉડી આવી તેની સાથે ગેલ કરતાં. આ દાખલો આપતાં તેના કારણમાં એ વિદ્વાન એમ સમજાવે છે કે તે તરફના પક્ષિઓએ માણસજાતને કેદી જોઇજ ન હતી અને તેથી માણસોથી બીવાની ટેવ જેમ બીજાં પક્ષિઓમાં પડે છે તેમ તેઓમાં પડી ન હતી.

હવે આપણે આપણી પોતાની જાત તરફજ પાછાં ફર્યે. ભલા ભલા, વિદ્વાન અને સ્યાણા શખસો પણ ટેવનાં રાજને કેવા

આધિન છે તે જુઓ. દીકવીનસીને અફીમનો ચડસ બાજુ મુકતાં કેટલી જોરાવર કોશેશ કરવી પડી હતી ! સૅમ્યુઅલ તેલર કોલરીડજ પણ અફીમ ખાવાની ટેવનો કમનસીબ ભોગ હતો. તે ટેવ છોડવા માટે પોતાના નોકરને તે રસ્તામાં હમેશાં પોતાની પછવાડે લઇ જતો અને તેને આગમજથી હુકમ કરી મેલતો કે અફીમની દુકાનપર ચઢતાં તે નોકરે તેને જોસવરીથી અટકાવવો ! એ રીતે નાનપણથી પડેલી ફકત એક ટેવને દુર કરતાં. આખું મોટપણ પુરૂં થાય છે. અફસ, અંતકરણ, ફરજ, ધર્મ, સર્વને એક બાજુ મૂકી કેવો એક છાકટો કે અફીણી માણસ ટેવનો ગુલામ બને છે !

દરેક પ્રજા ટેવના જોરને વજુદ આપેછે. વળી ઈંગ્રેજોમાં કહેવત ચાલેછે કે "એક ટેવ તે દસ ખવાસ." એટલે ટેવ ફકત જોર ધરાવેછે એટલુંજ નહિ પણ વળી તે ખુદ ખવાસ કરતાં દસગણું જોર ધરાવે છે. એ આપણને શીખવે છે કે કુદરતી ખરાબ ખવાસને તોડવા માટે ટેવ એક અચ્છું સાધન છે. પણ વળી ટેવ ખવાસનાંજ વળાંપર દોડેછે, એમાં પણ શક નથી. બીકણ ખવાસનું બાળક હશે તો ઠપકામાંથી ખસી જવા જૂઠુંજ બોલવાની ટેવ પાડશે. એક મતલબી-ખવાસની છોકરી હશે તો પહેલાંથીજ દરેક વસ્તુ પોતાનીજ પાસ રાખવાની ટેવ પાડતી આવશે અથવા તે જો મોટાં મનની

હશે તો પહેલાંથીજ બીજાંને હરેક. વસ્તુ આપવામાં મજાહ લઇ તેવીજ ટેવ પાડશે; અને એવી રીતે ખવાસને અનુસરીને પડતી ટેવો ફકત ખવાસનું જાહેર રૂપ છે કે જે અમુક ટેવ તેપર વારંવાર અમલ થવાથી જોરાવર બને છે. પણ આમજ જો થતું હોય તો પછી નઠારા ખવાસને ટેવના એજમતી ઉપાયથી ઉલટાવાની આશા ઠાલીજ કે ? ના, એમ નથી. બાળકનો નઠારો ખવાસ ફેરવવા માગ્યે તો આપણે ફેરવી શકયે. તેને માટે ખવાસને લગતું જ્ઞાન મેળવી, બચપણથી ઉલટી ટેવો એટલે નઠારા ખવાસથી વિરૂદ્ધ જતી, નાપસંદ ખાસીયેતને ઉલટાવનારી ટેવો પાડવી જોઇએ.,

દાખલા તરીકે જે બાળકોને દરેક ચીજની સંભાળ લેવાની ટેવ પાડી હોયછે તેઓ પોતાનાં કપડાં કદી પણ મેલાં કરતાં નથી. અદબ અંદાજાભરી ટેવોમાં ટેવાયલાં બાળકો વડાં માટે હમેશાં માન રાખી તેઓને ઉઠીને જગ્યા આપેછે, તેઓનો ચાલી જવાનો રસ્તો રોકી ઉભાં રહેતાં નથી. જેઓને, કયાં કેમ બોલવું તેની ટેવ ઉત્તમ તાલીમથી પાડવામાં આવી હોય છે તેઓ ઘરની બીજી ત્રીજી વાત કદી પણ બીજાં આગળ કરતાં નથી. કેટલાંકો એવી ટેવો ધરાવેછે કે જેઓ કોઇ પણ બીજાંને ખાતર કાંઈ કરવું, કાંઇ બોલવું, કોઇ ઠેકાણે જવું, કોઇને કાંઇ આપવું એ સર્વમાં તદન પછાત રહેછે.

આ સારી માઠી ટેવોની હાજરી કે ગેરહાજરી શું બાળકોમાં કુદરતીજ આવેછે ? શું માતાઓની કેળવવાની રીતપર એનો મોટો આધાર નથી રહેતો ? એની પુરવારીમાં આપણે આ એક સાધારણ સિદ્ધાંત પર ધ્યાન પુગાડીશું કે જે માતાઓ "લોક શું બોલશે," "લોક શું વિચારશે" "લોકને ગમશે ?" કે "લોકને નહિ ગમશે ?" એવા કાનુનો પર પોતાનાં બાળકોને દોરવેછે, તેણીનાં બાળકો બાહેર સારી રીતભાત સાચવશે અને ઉપર ઉપરની ટીપટાપથી ઠીક દેખાવ દેશે, પણ તેઓમાં ખુદ જે ભલું અને ઉત્તમ છે તે માટે કશું માન બરપા થયું હશે નહિ અને એવી રીતે તે માતાનાં બાળકો ભલાં થવાની નહિ પણ ભલાં દેખાવાની ટેવો પોતામાં દાખલ કરશે.

એમાં નવું કશું નથી, આપણે દરેક જણ જાણ્યે છીએ કે ટેવ બીજો ખવાસ છે. જે આપણને કરવાનું છે તે એકે બચપણના કુમળા વખતમાં માબાપો અને શિક્ષકોએ બાળકમાં ભલી ટેવો પાડવાને પોતાથી બનતું કરવું જોઇએ છે. જેમ ઍનજીન રેલવેની સડક પર સડસડાટ દોડી શકે છે અને જેમ તે સડક વગર મુશ્કેલીથી ચાલી શકે છે તેમ સુખ દુઃખના કોઇ પણ વખતમાં ટેવોની સડક તૈયાર હોવાથી માણસ દોડયું જાય છે ; જ્યારે ટેવ વગર તે અફડાતું ઝીકાતું પુરૂં થાય છે. પણ વળી બાળકનું ભવિષ્ય

એક અજાણ્યા મૂલક સમાન છે. અને તે અજાણી ભૂમી તરફની તેની સહેલગાહ બરાબર પાર ઉતરે તેને માટે કઇ તરેહની સડક નાખવી એ ઇજનેરી સવાલ માબાપને મુશ્કેલ લાગે એમાં શક નથી. ખુશી સાથે જવા ગમે અને લાભ મેળવી શકાય એવા રસ્તાઓ બાળક માંટે શોધવા અને વળી તેવા રસ્તાઓ પર એવી રીતે સડક નાખવી કે બાળકને તે ઉપર ચાલવા માટે ખેંચાણ થાય, અને તે બાળક "જાંઉ-ન જાઉં" ના કશા પણ ધચુપચુ વિચારો વગર તેપર સડસડાટ જીંદગી દોડાવે, એ સર્વ વિચાર માતપિતાને કરવા જોઇએ છે. બાળકનું ભવિષ્ય તેઓ આગળ ખુલ્લું પડયું નથી એટલે બાળકને કયે રસ્તે આગળ વધવું પડશે તે આગમજથી જણાતું નથી, એ ખરૂં. પણ સેંકડો અને હજારો વરસો થયાં દુન્યાની શરૂઆતથી ઇનસાને જીંદગીનો માર્ગ કેવી રીતે પસાર કર્યો છે તેનો અનુભવ ભૂતકાળ આપણી આગળ રજુ કરતો રહયો છે. સદીઓ થયાં એક પછી એક માણુસ પોતાની જીંદગી પુરી કરી જાય છે. આપણી આગમજ ચાલી ગયલાં ઇનસાનોના પગલાંની નિશાણીને આધારે આપણને આપણો રસ્તો કાપવાનો છે. તેથી ચોક્કસ રસ્તા, ચોક્કસ જાતની વલણ, ચોક્કસ જાતની લાંબી ટુંકી સડકો તો હરેક કોઇ ઇનસાન માટે એકસરખી જરૂરની છે. માટે બાળકનું ભવિષ્ય છુપું

હોય તો શું થયું ? ચોક્કસ રસ્તાઓ બાળક માટે મુકરર કરવાને માબાપો શકિતવાન થશેજ, એટલે કે એક ઇનસાન તરીકે શું શું દુઃખો અને મુસ્કેલીઓ બાળકને ભવિષ્યમાં નડશે તેનું ગ્નાન તો માતપિતા દુન્યાના અનુભવપરથી મેળવી શકશે. જોકે પોતાનાં બાળકને ભવિષ્યમાં જે સંજોગો વચ્ચેથી પસાર થવું પડે તે સંજોગો માટે, અને તે વખતે ચોક્કસ દુઃખ અને મુસ્કેલીઓની ખાહીમાં તે ગબડી ન પડે તે માટે ટેવોની સડકને કેવી વલણ આપવી તેની તેમને ખબર ન પણ હોય !

ત્યારે હવે સવાલ રહયો છે તે એ કે બાળકને ચોક્કસ રસ્તાઓપર ચલાવવાનું તો છેજ, તેમની ઉપર તેને કેઇ રૂઠીથી ચાલતું કરવું ? મારી ધમકાવીને ટેવ પાડવી કે સમજાવી પટાવીને, જાતી દાખલાથી, કે સામાને કરતાં દેખાડીને ? એનો સર્વોત્તમ અને અક્કલ પસંદ જવાબ આપણને હરબર્ટ સ્પેનસર આપે છે—

Not by precept, though it be daily heard, not by example unless it is followed, but only through action which is often called forth by their relative feeling can a moral habit be formed.

એ વિદ્વાનના શબ્દોનો સાર એજ કે બોલીને નહિ, જાતી દાખલાથી નહિ, મગર બાળક પાસ ખુદ જાતે કામ કરાવીને હરકોઇ નીતિની ટેવ પાડી શકાશે; જેમ એક ચીજ બાળક વધુવાર કરશે તેમ પછવાડેથી તે કામ તે વધુ સહેલાઇથી અને ખુશીથી કરશે અને રફ્તે રફ્તે તે તેનો ખવાસ થઇ પડશે.

પણ હયાં આપણુને એક વિચાર થોભાવે છે. કદાપી કોઇ વાંધો ઉઠાવશે કે બાળક પાસે વીસ વાર એક ચીજ કરાવી તો તે ટેવનું બીયું રોપાય છે, બીજી વીસ વાર, ત્રીજી વીસ વાર અને આમ ટેવનો રોપો મોટો થાય છે. એવી રીતે બોલવા ચાલવામાં, ખાવા પીવામાં, ઉઠવા બેસવામાં, વિચારવા સમ-જવામાં આપણે આપણુનેજ પસંદ પડતી ટેવ બાળક પાસે અખત્યાર કરાવીશું તો શું તેથી તેની મરજીનું છૂટાપણું આપણે છીનવી લઇ તેને ટેવોની ચાવીથી ચાલતું રમકડું બનાવી નહિ મેલશું ? એનો જવાબ એજ કે ટેવ પાડો કે ના પાડો, બાળક સંજોગોથી પડતી ટેવોનો ગુલામ તો બન-શેજ. આપણે પોતે પણ જીંદગીમાં ટેવથી દોરવાઇએ છીએ. ઉઠતી બેસ્તી વેળા, ચાલતી વેળા, ખાતી વેળા, આપણે કશા પણ વિચાર વગર આપણી ટેવ પ્રમાણે કરતાં જઇએ છીએ. દરેક નાની ચીજ કરતી વેળા આપણે સારાં નરસાંનો વિચાર કરવા થોભતાં નથી. જો તેમ કર્યે તો તો પછી જીંદગીમાં

રહેવા પણ ગમે નહિ. તેજ પ્રમાણે બાળકને ટેવો પાડવી એટલે તેની દરેક નાની હીલચાલ તો તેની પોતાની મરજી પરજ સોંપવી અને ફક્ત પોતાના આખા ભવમાં તે નેકીનાજ માર્ગપર ચાલે એવી ખાસ ટેવો પાડવી, અને તે પોતાની કારકીર્દીને કીચલ કાદવવાળા રસ્તામાં કોહતી સબડતી ન મેલે તેની સંભાળ રાખવી. એક નજીવોજ દાખ લો લઇએ. જો તમારાં છોકરાઓમાં તમે વાંચણુ માટેનો શોખ ખીળવ્યો હશે તો પછી એક આળસુ મિત્રની સંગતમાં પણ તે આળસુ બનશે નહિ. અથવા તમારી છોકરીને સાચું બોલવાની આદત પાડી હશે તો ગમે એવી બીકણુ છતાં કાંઈ ઠપકામાંથી છટકી જવા તે જૂઠું બોલશે નહિ. ખુદ જે ટેવ પડી હશે તે ગોયા તેણીનો એક ભાગ થઈ પડશે. અને ત્યારે એવી રીતથી પડેલી ટેવથી બે ફાયદા થશે. એકતો એકે અમુક ભલી વલણ બાળક વિચાર કરવાની મહેનત લેયા વગર લઇ શકશે. એટલે અમુક સંજોગોમાં તે ગોયા ચાવી આપેલાં યંત્રની પેઠે સહેલાઇથી કામ કરી શકશે; અને બીજું એકે ટેવ જેવું કાંઇ ન હશે તો તેટલીજ અકકલ અને તેટલાંજ ડહાપણુ છતાં અમુક નાનું મોટું કામ કરતી વેળા બાળક મોટું થયા પછી પણ ધચુપચુ વિચારો કરી કોઇ વેળા ખરાં અને કોઇ વેળા ખોટાં સેવટ પર આવશે કારણુ કે ટેવથી મનની મજબુતી તેનામાં આવી નથી. જ્યારે તેથી

ઉલટું આગમજથી ભલી ટેવો પાડી હશે તો દરેક સારી ચાલચલગત ખુદ ખવાસ જેવીજ થઇ પડશે; અને હરકોઇ સંજોગોમાં કશા પણ વિચાર વગર બાળક જે ભલું અને ઉત્તમ હશે તેજ કરશે. જ્યારે એ આપણે બરાબર સમજયે છીએ ત્યારે નક્કી થાય છે કે માબાપ કેળવણીથી જે ભલી ટેવો પાડે તે ચોક્કસ નેમ અને ચોક્કસ રીતીથી પાડવી જોઇએ.

અને એમજ છે ત્યારે એક વધુ સિદ્ધાંત માતપિતાએ ધ્યાનમાં રાખવું છે. દરેક પળે જેમ આપણું મોટાંઓ તેમ નાના બાળકો ભલાં તરફ કે ભૂંડાં તરફ વળે છે, દર પળે તેઓ જે કાંઇ કરે છે તે યાતો તેઓને ભળી ટેવ પાંડે છે કે યાતો ભૂંડી. ત્યારે બાળકો માટે એમ કહેવું કે "એમાં શું થયું!" "એ તો બચ્ચું છે." "એ તો એ આદત મોટું થઈ છોડી દેશે" "આસ્તે આસ્તે સુધરશે" એ તે નાનાં ભૂલકાંઓના બાબમાં કેટલું નુકસાનકારક થઇ પડે? યાદ રાખવું જોઇએ માબાપે કે દરેક દિવસે, દરેક કલાકે, સીધી કે આડકતરી રીતે બાળકમાં તેઓ એવી રીતે જે ટેવો પડવા દે છે તેનીપર બીજાં સર્વ કરતાં તેનાં ભવિષ્યના સુખ દુઃખનો મોટો આધાર રહે છે.

એ તો થયું કે બાળકોમાં ભલી ટેવો પાડવી, પણ તે

માટે કંઇ સહેલા રસ્તા છે? લૉક આપણને કાયદાથી ટેવ પાડવાની રીતી શીખવે છે. જ્યારે હરબર્ટ સ્પેનસર કામ કરાવી કરાવી ને રોજના અનુભવથી બાળકને ટેવ પાડવાને સુચવે છે. આ બંને રીતીમાં ઝાઝો ફેર નથી. એટલોજ કે કાયદાથી ટેવ પાડતાં બાળક તે જાણે છે કે મને અમુક ટેવ પાડવા માટે અમુક કાયદો ઘડાયલો છે; જ્યારે રોજની ક્રિયાથી પડતી ટેવો, બાળક અખત્યાર કરે છે ખરી, પણ પોતાની કશી જાણ વગર, તે વિષેનાં કશાં પણ ભાન વગર.

દાખલા તરીકે ઘંટ વાગતાં બેસી જવાનો કાયદો, બાહેરથી આવીને મોં ધોવાનો કાયદો, સવારે છ વાગતે ઉઠવાનો કાયદો, વિગેરે વિગેરે નિયમીતપણું, સફાઇ, ઉદ્યોગ, વિગેરે સદ્‌ગુણો બાળકમાં ખીળવવાને મદદ કરે છે. એજ નિયમીતપણાંની ભલી આદત આપણે કાંઇ જાહેર કીધેલા કાયદા વગર પણ પાડી શકાશું; અને તે એવી રીતે કે રોજ બાર વાગતે બાળકની રમત આપણે હાથે કાંઇ પણ બોલ્યા વિના મૂકાવી દઇએ, યા ફરવા જવા માટે રોજ પાંચ વાગતેજ તૈયાર કર્યે. આ બંને રીતીથી બાળક સારી આદતો પોતામાં દાખલ કરી શકશે. પહેલી રીતની તેને ખબર રહેશે, બીજી તે પોતાની જાણ વગર અખત્યાર કરશે. કાયદાથી ટેવ પાડવાની રૂઢી વિષે બોલતાં આટલું જણાવવું જોઇએ

કે આપણા કાયદા બહુજ થોડા હોવા જોઇએ. બાળકો ઘણી ચીજો ખોટી કરશે અને જો તે હરેક માટેજ આપણે કાયદો રાખી તેને જણાવ્યો હશે તો તે તદન બેહુંદુ થઇ પડશે. આપણા કાયદા જેટલા વધશે તેની સાથ એક યા બીજી નુકસાની વધશે. એકતો એકે જો કાયદા ઘણા હશે તો બાળકથી તે સર્વ અમલમાં ન મેલી શકાશે અને તેથી તેને વારંવાર શિક્ષા કરવાની જરૂર પડશે. પણ તેમ કરવું ખોટું છે અને તેથી બાળકને ગેરફાયદા થવાનો સંભવ રહે છે. અને એ બીના ધ્યાનમાં રાખીને જો કાયદાને તાબે ન થવા માટે શિક્ષા ન કરવામાં આવે, તો બાળક જે થોડા બી કાયદા પર ધ્યાન આપતું હશે, તે માટે પણ બેદરકાર બનશે; કારણકે તે જોશે કે કાયદાના ભંગાણથી મને કુશી શિક્ષા થતી નથી. ત્યારે સલામતી ભર્યો માર્ગ આજ છે કે તેને માટે અતિ ઘણા થોડા કાયદા કરવા અને તે કાયદા અમલમાં મેલાય છે એમ ખાતરી થાય નહિ ત્યાંસુધી જંપીને બેસવું નહિ. વળી બીજું ધ્યાનમાં રાખવું તે એ કે એકદમ બેચાર કાયદા સાથે ઘડવા નહિ. એક કાયદો રોજના અનુભવથી એક ટેવ થઇ પડે કે પછી બીજો અને એમ આગળ વધવું. દાખલા તરીકે આપણે બાળક માટે આ કાયદો રાખ્યો છે કે રમત પછી રમકડાં પોતેજ ઉંચા કરવાં. આ ડહાપણ

ભરી ટેવને તે બરાબર અખત્યાર કરે તે અગાઉ સેંકડોવાર આપણને તેને આ કાયદાની યાદ આપવી પડશે. જ્યારે તે એક કાયદો તદ્દન ટેવ જેવો થઇ પડે, ત્યારેજ બીજો આપવો. આપણો કાઢેલો કાયદો બરાબર અમલમાં મુકાય છે કે નહિ તેની તપાસ રાખવી જોઇએ છે. આપણે ગમે એવા સુંદર કાયદા બાળક માટે હોઠ બાહેર પાડયે પણ તે અમલમાં ન મેલાય તો શું કામના? એક દેશનો કારોબાર બરાબર ચાલે એટલા માટે એક ધારા બાંધનારી અને બીજી ધારા અમલમાં મેળાવનારી એમ બે મંડળીઓ હોયછે. માતાઓએ પણ ગોયા આ બે જાતના મંડળોનું કામ પોતે કરવું એટલે સારા કાયદા બાળક માટે ઘડવા અને વળી તે કાયદા પર બાળક અમલ કરે છે કે નહિ, તેની તપાસ લેવી. આ બે જાતનાં કામ વગર એક દેશનો રાજવહીવટ કે બાળકની કેળવણી બરાબર રીતે પાર ઉતરશે નહિ માટે માતાએ તેણીના દરેક કાયદા, દરેક વેળા, દરેક સંજોગોમાં અમલમાં મેલાવાજ જોઇશે એમ બાળકને શીખાડી પોતાની સત્તાનો ખ્યાલ તેને આપવો.

કાયદા પ્રમાણે કરતાં પહેલાં બાળકને મુશ્કેલ તો લાગશે પણ જેમ જેમ વધુવાર તે કાયદાપર અમલ કરશે તેમ તે કાયદો, કાયદા જેવો નહિ પણ ગોયા એક ટેવ જેવો થઇ પડશે. આ બાબદ સમજવામાં માતાઓ ઘણીવાર ભૂલ કરતી

જણાય છે. તેઓ એમ સમજે છે કે જેમ શરૂઆતમાં તેમ પછવાડેથી પણ બાળકને તે કાયદો અમલમાં મેલતાં ઘણું મુશ્કેલ લાગે છે. અને આમ ધારી, પોતાના પ્યારને વચમાં આવવા દઇ હજી તો તે બાળક તે અમુક ટેવ અખત્યાર કરવાના રાહપર હોય તેટલામાં માતા છૂટ મૂકે છે. આથી બાળક વળી તે કાયદા કરતાં ઉલટીજ રીત પકડે છે અને એવી રીતે પોતાના ગમે એવા પ્યાર છતાં માતા બાળકને અમુક ટેવ પાડવાના કામને પોતેજ બીકટ બનાવે છે. આ સિદ્ધાંતની સાબેતી તરીકે આપણે એકજ ઘરગતુ દાખલો લઇએ.

ધારો કે નાનો હોમી બેદરકારીની માઠી ટેવનો દર પળે ભોગ થતો માલમ પડે છે. પાઠ કીધા પછી પોતાની ચોપડીઓ તે વગેજગે કરતો નથી.

તેની માતા એક દિવસ તેને પાસે બોલાવીને કહે છે—"હોમી હું એક ચીજ કહુંછ તે હમેશાં બરાબર યાદ રાખી શકશે ? પાઠ કીધા પછી હમેશાં તારી ચોપડીઓ ઉંચી કરવાને ભુલતો ના."

"પણ હું ભૂલી જાઉં તો માયજી ?"

"તો હું તને યાદ આપીશ."

"પણ કદાચ હું ઉતાવળમાં ઉંચી નહિ કરૂં તો ?"

"નહિ દીકરા ચોપડી ઉંચી કરવા માટે તારે વખત ફાજલ પાડવોજ પડશે."

"પણ કાંય ? નહિ કરૂં તો શું થયું માય ?"

"કારણ કે દરેક ચીજ તેને જગ્યે હોવીજ જોઇએ. તારી ચોપડીઓ વેરવિખેર પડેલી હોય તેથી ઓરડો કેવો ખરાબ લાગે છે !"

"પણ હું એક કલાક રહીને પાછો પાઠ વાંચવા બેસવાનો હોવું તો ?"

"તો બી તારે ચોપડી ઉંચી કરવીજ જોઇએ દીકરા. બોલની, તું એટલી ચીજ યાદ રાખીને કરશો ની ?"

" હું કરશ મમા."

"ઘણું સારૂં. હું જોવશ કે કેટલી થોડી વાર તું ભૂલી જાય છે."

એ ત્રણ વાર હોમી યાદ રાખીને ચોપડીઓ ઉંચી કરે છે, પણ આજે તો હજી તેની માતા ખુમ પાડીને કહે તે આગમજ તે બાગમાં રમવા ઉતરી પડયો છે.

માતા સમજુ છે એટલે ધમકાવીને તેને પાછો બોલાવતી નથી. ધીરા પણ નરમ અવાજે તે બાગમાંથી હોમીને પાછો બોલાવે છે. હોમીને ચોપડીઓની તો કશી યાદજ નથી એટલે માયજી બોલાવતાં કાંય હશે તેની જીજ્ઞાસામાં દોડતો ઉપર

આવે છે. તેની માતા ચોપડીઓ તરફ નજર કરી કહે છે. "હોમી મેં તને કહ્યું હતું કે હું તને યાદ આપીશ—" "અરે હા! હું ભૂલીજ ગયો" કરી તે ચોપડીઓ ઉંચી કરે છે. માતાએ આ વેળાએ જે સાવચેતી વાપરવાની છે તે એ જે કદી પણ ચોપડીઓ વેરવિખેર નાખે તો લક્ષ ચલાવવું નહિ. અને બીજું એ કે એ બાબત માટે યાદ આપતાં મા દીકરાં વચ્ચે સ્હેજ પણ કચવાટ પેદા ન થાય તેની સંભાળ લેવી. ધારો કે આ પ્રમાણે વીસ પચ્ચીસ દિવસ ભુલી જવા વગર હોમી ચોપડીઓ ઉંચી કરે છે એટલે હવે એમ કરવાની તેને ટેવ પડી છે; અને એવી રીતે પા કલાક પણ બાહેર જવાનો હોય ત્યારે, અને દરેક વેળા તે ચોપડીઓ બરાબર ઉંચી કરે છે તે જોઇ તેની માતા હરખાય છે. હવે જ્યારે હમેશાં તે બરાબર ચોપડીઓ ઉંચી કરે છે ત્યારે તેની માતા વગર કારણે તેની દયા ખાવા પડે છે.

"મેં કહ્યું તેથી આટલી બધી મહેનત લઇ રોજ બિચારો એ ચોપડીઓ ઉંચી કરે છે!" તેણી એમજ ધારે છે કે જેટલી વાર હોમી ચોપડીઓ ઉંચી કરે છે તે સઘળી વાર તેણીનેજ ખાતર તે મહેનત લે છે. જ્યારે ખરી રીતે તો ટેવથી તે બાળક સેહલાઇથી તે કામ કરે છે અને આગળ વધીને કહીએ તો હોમી ચોપડીઓ ઉંચી કરેછે તેનું તેને ભાન વટીક રહેતું નથી.

હવે શું બનેછે તે જુઓ. એક દિવસ બાગમાં પોતાના મિત્રને બોલાવેલો હોવાથી રમવા જવાની ઉલટમાં હોમી ચોપડીની વાત દાદર પર ઉતરે છે ત્યાં સુધી ભૂલી જાય છે. ત્યાર પછી તેને ચોપડીઓ યાદ આવે છે ખરી અને પોતે ભૂલી ગયોછે એમ પણ તેનું અંતકરણ તેને કહે છે ખરૂં, પણ તે એટલી હદ સુધી નહિ કે તેથી તે પાછો ઉપર જઇ ચોપડીઓ ઉંચી કરી આવે. તે થોભે છે અને માયજી હાંક મારે છે કે અને ચોપડીઓ સરખી કરવા કહે છે કે નહિ તેને માટે કાન ઉંચા કરે છે. માતાએ હોમીની ભૂલ જોઇ છે તો ખરી પણ તેણી પોતાના મન સાથે બોલે છે "ચાલ હવે એક વખત ભૂલી ગયો તે કંઇ નહિ. આટલા દિવસ થયાં કર્યો બિચારો યાદ રાખીને કરતો હતો."

જ્યારે હોમી માતાનો પાછું બોલાવાનો સાદ નથી સાંભળતો ત્યારે મનસે પટપટેછે " ચાલો એનું કંઇ નહિ " અને રમવા દોડી જાય છે. બીજી વેળા તે ચોપડીઓ વેરવિખેર નાખી ચાલી જાય છે. ખરી રીતે ભૂલી ગયો નથી. તેણીની માતા તેને ચોપડીઓ ઉંચી કરવા અરજ કરે છે. તે જોયછે કે માતા કાંઇ સખ્ત રીતે હુકમ કરતી નથી અને જવાબ દે છે "માયજી હું ઘણી ઉતાવળમાં છું." તેણી કાંઇ પણ બોલતી નથી. બીજી વેળા ચોપડીઓ તદન વેરવિખેર

નાખી તે ચાલી જાય છે. "હોમી!" તેણી સાવચેતી આપતી હોય એમ બોલે છે. "મમા હું હમણાં પાછો લખવા આવશ." તે પા કલાક રહી લખવા આવે છે અને ફરી એક વાર ચોપડીઓ અહીંતહીં નાખે છે, અને એવી રીતે માતાની કુવખતની છૂટથી તેણી બાળકમાં તે ટેવ કે જેનું બીયું રોપાયું હતું તે ખીળવી શકતી નથી.

માટે ફરી એકવાર આપણે કહીશું કે જો એક વેળા બાળક માટે અમુક કાયદો મુકરર કીધો તો તે અમલમાં મેલાય અને તેની ગોયા તે એક ટેવ થઇ પડે ત્યાં તુલીક હૈયું સખ્ત રાખી કામ લેવું. પણ એવી રીતે કાયદો અમલમાં મેળાવતાં એક સાવચેતી રાખવી જોઇએ છે. જ્યારે બાળક આપણા ધારવા પ્રમાણે ન કરી ભલી આદત પાડવાની આપણી કોશેશ પાણીમાં નાખે, ત્યારે ગુસ્સે થઇને એમ ન કહેવું " કાંઇ નહિ હું, તું નાજ કરતો, બાકી એમ કરે છે તે ઘણો સારો લાગે છે" વિગેરે વિગેરે. જ્યારે નીર્દોષ બચ્ચાં કોઇ વાર તો ભલું કરવાની પુર નેમ છતાં ફકત ભૂલીજ ગયલાં હોય છે. એવી વેળાએ નરમ અવાજે અને મીઠા શબ્દોમાં એકજ વાર યાદ આપવાથી કેટલું ભલું આપણા પોતાના તેમજ બાળકના બાબમાં થઇ શકશે? જેઓ અજમાવે છે તેઓને માલમ છે કે નરમ શબ્દોની ન્યારી અસરથી બાળક સાથ

કામ લેવું ખચ્ચીત ફત્તેહમંદ ઉતરશે. થોડાજ દિવસ પર વાંચવામાં આવેલી એક હિંદુ દંત કથા હયાં અનુકુલ થઈ પડશે. એક બ્રાહ્મણ પાસે એક બળદ હતો કે જેને બોલવાની શકિત હતી. તે બળદે પોતાના ધણીને એક દિવસ સુચવ્યું કે તેણે એક તવંગર પાડોશી સાથ સરત બકવી. તેમાં તે ફાવશે તો તેના ઘણા સીક્કા મળશે. તે સરત એ હતી કે પેલો બળદ એકસો ગાડાં એકકી વખતે ખેંચી દેખાડે. આય પેલા તવંગર ખેડુતને કહેવામાં આવ્યું. અલબતાં તે હસી પડયો અને ચોક્કસ રૂપાંનાં સીક્કાની સરત તેણે મંજુર રાખી. જ્યારે સરત રમવાનો વખત આવી લાગ્યો ત્યારે તેનો ધણી બોલ્યો "ચાલ કમબખ્ત બળદ, ઉઠ જલદી, હરામખોર ગાડાં ખેંચી બતાવ."

પણ બળદ તો જરાએ હાલ્યો નહિ અને એક ખડકની પેઠે સ્થંભ ઉભો. તેનો ધણી તો સરત હારી ગયો. જ્યારે અફસોસ કરતો તે બીછાનાં પર ગયો ત્યારે બળદ તેની આગળ ગયો. "તમો ઉંઘાયલા છો?" તે બળદે પોતાના ધણીને પૂછ્યું. "આટલા બધા સીકકા ખોહયા પછી મને ઉંઘ કેમ આવે?" પેલા માણસે જવાબ આપ્યો. તે સાંભળી તે બળદે સવાલ કીધો "શેઠ હું તમારા ઘરમાં લાંબો વખત રહ્યો છું. મેં કોઇ બી દિવસ આળસાઇ કીધી છે કે ઘરમાંની ચીજ બગાડી છે?"

બ્રાહ્મણે જવાબ આપ્યો "કદી નહિ." અને ત્યારે બળદે પોતાનો સેવટનો જવાબ કહયો તે એ હતો કે "ત્યારે તમે મને કમબખ્ત અને હરામખોરના વિશેષનો લગાડી ધમકી ભર્યા સાદે શું કામ હુકમ કર્યો ? આથી મેં ગાડાંઓ ખેંચ્યાં નહિ. તમો બીજી વાર ખેડુત સાથ સરત માડો, અને જીતશો. બીજે દીને તેમજ થયું. જ્યારે વખત આવ્યો ત્યારે બ્રાહ્મણ બોલ્યો "મારા સુંદર બળદ ઉઠ અને હમેશાં મારૂં કામ બરાબર બજાવતો આવે છે તેમ આ વેળા પણ બજાવ."

આ બોલો સાથેજ બળદે ગાડાં ખેંચ્યાં અને બ્રાહ્મણે સરત જીતી સીક્કા મેળવ્યા. આ તો માત્ર એક જોડી કાઢેલી વાત છે પણ ચતુરો માટે ચેતવણીથી તે ભરપુર છે. જો જાનવરોના બાબમાં નરમ શબ્દોની એજમતી અસર થતી જણાવવામાં આવે છે તો નરમ લાગણીનાં, નિર્દોષ બાળકો માટે માયાળુ અને નરમ શબ્દો કેટલા અગત્યના હશે ? પણ હવે ફરી આપણે કાયદાથી પડતી ટેવોની વાત પર આવ્યે. બાળકમાં, અમુક ભલી ટેવો પાડવા માટે ચોકસ કાયદા બાંધવા. તે માટે માતપિતાએ બાળકની વલણ જોવી અને કઇ ચીજો તરફ તેઓ કુદરતી ખેંચાણ ધરાવે છે તેનો અનુભવ તેઓએ મેળવવો. બાળક ગોયા કુદરત તરફથી ગુણદોષનો વારસો લેતું આવે છે. તે વારસામાં કયા

સદ્ગુણો, કયા દુર્ગુણો, કઇ કઈ નુકસાનકારક ખાસીયેતો અને નજીવી બદીઓ તે લેતું આવ્યું છે તેનું તોલ માતાએ કરવું જોઇએ છે. કારણકે તેણીએ જે કરવું છે તે એ કે જન્મ પામતાં બાળક જે જે ખામી ખુબીઓ પોતા સાથે લાવે, જે જે સદ્ગુણ દુર્ગુણ જન્મથી બતાવે, તે ખામીઓને અટકાવી, ખુબીઓને વધારવી, તે સદ્ગુણોને ખીલવી, દુર્ગુણોને કચડવા. નીતિની કેળવણીનું આ એકલું કર્તવ્ય છે.



## ખવાસ.

"બાળકોને પહેલાં પાંચ છ વરસ ઘરમાં કેળવણી આપવી અને તેઓને ભલી ટેવો પાડવી" આપણે તો એમ બોલીને પરવારી ગયાં પણ તેમ કરવા માટેની મુસ્કેલીનો કાંઇ વિચાર! લખનાર ચપ દેતો કે કલમને ગોદો લગાવી દે છે અને ભાષણકર્તા ટપ દેતો કે હાડકાં વગરની જબાંએ મન ભાવતું બોલી દે છે પણ તે પર અમલ કરનારના રસ્તાપર શું શું મુસ્કેલીઓના ટેકડા ઉભા થઇ નીકળશે તેનો તો તેમને ખ્યાલ રહેતોજ નથી. ટેવ પાડવાના રસ્તામાં એક મસ મોટો મુસ્કેલીનો ડુંગર જે આપણને નડે છે તે ખવાસ છે. કેળવો, ખીળવો, ટેવ પાડો, સુધારો, પણ કુદરતી ખવાસ, એટલે માબાપથી વારસામાં મેળવેલી બાળકની ખાસીયેતો નઠારી યા નાપસંદ હોય તો કેમ ઉલટાવશો?

કોઇ બાળક પોતાના બાપદાદાનો મગરૂરીનો દૂર્ગુણ વારસા તરીકે લેતું આવ્યું હોય, કોઇ માતા કે પિતાનો મતલબી-પણાંનો દૂર્ગુણ પોતાની લોહીની રગોમાં દોડતું લાવ્યું હોય, તો માબાપો કહેશે કે કર્યે કેમ? પહેલાંથીજ એ તો મગરૂર છે, મતલબી છે, ઓંહોસીલું છે, જીદદી છે, બેદરકાર છે, તો એને સીધે રસ્તે કેમ લાવ્યે?

આ ખરૂં છે. ઘણીવાર બાળક માના જેવો ચહેરો, પિતાના જેવી આંખ વિગેરે શરીરના આવયવો મળતા આ વતા જાહેર કરે છે. વળી મીસ મેસનની "હોમ એડયુ- કેશન"ની ચોપડીમાં મીસ કોળનું મત ટાંકી દર્શાવવામાં આવ્યું છે તેમ ચોક્કસ ઘાટનાં આગળાં, અને હાથ દરકતની વલણ પાંચ ઓલાદ સુધી તેણીના કુટુંબમાં એક સરખી માલમ પડી હતી. આવી રીતે જેમ બાળક શારીરીક સ્થિતિમાં માતપિતાને મળતું આવે છે, તેમ કુદરતીજ કોઇ બીકણુ કોઇ ઉતાવળું, કોઇ ધીમું કોઈ સુસ્ત, કોઈ બેદરકાર કોઇ ચપળ એમ ભાતભાતના ખવાસો માબાપ તરફના એક વારસા તરીકે બાળકો લેતાં આવે છે. એવી રીતે કુદરતથી ઘડાયલો ગોઠવાયલો મુકાયલો ખવાસ તેને કેમ ફેરવીશું, કેમ ઉલટાવીશું ? કોઇ બચ્ચું તદન નમાનું ગરીબ અને થોડું બોલનારૂં પેદા થયું તો સત્તર જાતની ટેવોના જોરથી તે ખવાસ તેનામાંથી ખેંચી શકાવાનો નથી. યા કોઇ બાળક હસતું રમતું જોહેનદાર અને મસ્તાન ખવાસનું માલમ પડ્યું તો તેનો ખવાસ પણ આપણે કેળવણી કે ટેવથી તદન ફેરવી શકીશું નહિ. કુદર- તને આમ સમુલગી ઉલટાવાની આપણાંમાં કયાંથી તાકાત હોય ? મગર ધાર્યે કે બાળક લગાર આપખુદી ચલાવનારૂં યા સઘળું પોતાનીજ મરજી મુઆફેકનું કરતું માલમ પડે,

એટલે સાધારણ રીતે જેને આપણે જીદી કહીએ છીએ તેવા ખવાસનું માલુમ પડ્યું હોય તો શું આપણે તેવા ખવાસને થોડો ઘણો અંકોશમાં લાવી નહિ શકીશું ? તે તદનજ નમ્ર, નમાનું અને તાબેદાર થાય એમ નહિ બને, પણ તેની જીદને આપણે ટકવા ન દઇએ અને તેના લોહીની રગોમાં દોડતી તે નુકસાનકારક ખાસિયતને કેળવણીથી કચડી નાખવાનો યત્ન કર્યે તો ખાત્રીથી કહી શકાય કે તે બાળકને આપણે તાબેદાર બનાવી શકીશું. ટુંકમાં એટલુંજ કે ફ્રોબેલ જેમ માનતો હતો કે દરેક બાળક સંપૂર્ણ માણસાઇને પોહોંચી શકે, તેમ આપણે દરેકે માનીને બાળકને સંપૂર્ણ બનાવવાની આશા રાખી તે બાબે કોશેશ કરવી જોઇએ.

તેથી ઉલટું, ખવાસ આવો તેવો છે કરીને, ખવાસના ઓથાં તળે બાળકની બદી ચાલવા દઇએ, અથવા તેને ઉગેલી કચડીએ નહિ, એ કુદરતને નાહકનો દોષ આપવા બરાબર છે. પણ આજે માબાપોનો મોટો ભાગ શું કરે છે ? તેઓ પોતાનાં બાળકોને જંગલમાં ઉગતાં ઝાડી ઝાંખરાંની પેઠે ગમે એમ ઉગવા દેછે. પછી તે કાંટા સાથે હોય, કોહેલાં ફળો સાથે હોય કે કરમાઇ ઝુમાઇ જતાં ફુલો સાથે હોય. વરસ જતાં કુદરતી રીતે એ કચરો દૂર થશે એવો વિશ્વાસ તેઓ રાખેછે. પણ કુદરતને હાથે તે કચરો દૂર થતાં તે

ગરિબ બાળકને કેટલું ખમવું પડશે, તેનો જો માબાપને ખ્યાલ હોય તો હાથ જોડી અમરથાં બેસી રહેવાને બદલે બાળકની કાંટા સમાન ટેવને ઉખેડી નાખે, અથવા તેથી તેઓને દૂર રાખે. કુદરતનું જોર જોરાવર છે, મગર તે હંકાવી શકાય, જીતી શકાય, કાબુમાં લઇ શકાય, એવું છે. અનુકૂળ વખતે એટલે પેહેલાંથીજ તેની લગામને હાથમાં ધરવી જોઇએ, અને લગામને હાથમાં ધરી ફેરવવા માટે હાથો મજબુત જોઇએ. હાથો નબળા હોય અને બાળકના કુદરતી ખવાસને દોરવનારી લગામ હાથમાંથી નિસરી પડે તો કુદરતને દોષ દઇશું કે આપણને પોતાને?

ત્યારે બાળકના ખવાસની લગામ આપણા હાથમાં ધરી હંકારવા અગાઉ અમુક બાળકનો ખવાસ કેવો છે તેની તપાસ અમુક માતપિતાએ કરવી પડશે. જેમ માણસ માણસના ચેહેરામાં ફેર જોઇએ છીએ, જેમ તેઓનાં શરીર એક બીજાંથી જુદાં અને જુદાં પડે છે, તેવીજ રીતે મનની પ્રકૃતી અથવા ખવાસ ખવાસમાં પણ ફેર રહે છે. એટલુંજ કે વખત જતાં શરીરની અને ચેહેરાની ચોક્કસ ઢબછબ અને વર્તણ વધુ સેહેલાઇથી દેખાય છે, જ્યારે મનની ચોક્કસ ખાસિયતો નિર્દોષ બાળપણમાંજ પોતાનું ખરૂં રૂપ જાહેર કરી વખતના વધવા સાથ પોતાની ખામીઓ ઢાંકતું ફરે છે.

ત્યારે તે ખવાસની તપાસ કયે વખતે શરૂ કરશો? પેહેલું તો બચપણુમાંજ, કે જ્યારે બાળક અતિ નાનું હોય અને પોતાની ખામી ઢાંકી શકવાની સમજ કે શક્તિ ધરાવતું નહિ હોય. જેમજેમ બાળક મોટું થતું જાય તેમતેમ તે પોતાની ખામીઓને સારી રીતભાતનો સાહચો પેહેરાવતાં શીખશે અથવા હમેશાં પોતાની નબળાઇ ધ્યાનમાં રાખી તેને ખુલ્લી રીતે બાહેર પાડતાં અચકી જઇ તેનીપર ઢાંકપીછોડો કરશે. એ અયામમાં તેનો ખુદ ખવાસ કેવો છે તે કાંઇ આપણે સમજી શકીશું નહિ. માટે બચપણુમાંજ તેના ખવાસનો અનુભવ મેળવવો જોઇએ. વળી બીજું એ ધ્યાનમાં રાખવું કે બાળક જ્યારે રમતમાં ગુંતાયલું હોય અને જ્યારે તે એમજ સમજતું હોય કે કોઇ તેને જોતુંજ નથી ત્યારે તેના ખવાસની બારીકીથી આપણને નોંધ લેવી. તેનીપર કોઇની નજર નથી એવા વિચારથી પોતાના મનોવિકારને અને લાગણીઓને કશા પણ ડર વગર તે જાહેર કરે છે, અને તેથી તે વખતે તેના અસલ ખવાસનું પુરતું જ્ઞાન આપણે મેળવી શકીએ છીએ. એમ ખવાસનો અભ્યાસ કરી, તેને હાથમાં લઇ, ટેવના જોરથી તેની કુદરતી પ્રકૃતીને આપણે તોડી શકીશું અને સારે માર્ગે મૂકી શકીશું. પણ આ સોનાના મુળનો નિયમ ધ્યાનમાં રાખવો કે જે દૂર્ગુણ યા માઠી ખાસિયત

તેના ખવાસમાં જાહેર થાય તેને ઉસકેરનારા કે લલચાવનારા સંજોગો દૂર કરવા, કે જેથી કરીને જેમ શરીરના ભાગો ઉપયોગ વગર ખવાઇ જાય છે તેમ તેવી માઠી વલણુ પણુ તેને રસ્તો નહિ મળવાથી ખવાતી અને ભુસાતી જશે.

પણુ આ તો જાણે માથે મુશ્કેલી લાવી તેને દૂર કરવા જેવી વાત થઇ. ખરાબ ખવાસનો વારસો આપનાર માત-પિતા નહિ તો બીજું કોણુ? ખુદ બાળકનો જન્મ થવા અગાઉ પણુ તેની માતાના વિચારો, તેણીના શોખો, વલણો, તેણીની ટેવો અને ખાસિયતોનો રેસો રેડાતોજ રહી-ને બાળકને અનેક તરાંહના ખવાસ સાથે હસ્તીમાં લાવે છે, તો આટલીજ સાવચેતી આપણુને લેવી કે બાળકને વારસા-માં સારો ખવાસ આપવાનું માતાના યા પિતાના પોતાના હાથમાં હોય તો મુળજ બરાબર હોવું જોઇએ અને નહિ કે બાવળ વાવી કેરીની આશા રાખવી.

હવે આપણે એ સદ્દગુણુ દૂર્ગુણુનો વારસો તે શું અને તેને કેમ સુધારી શકાય તે એક દ્રષ્ટાંત રૂપે સમજ્યે—

એક વેપારી મુંબાઇથી બાહેરગામ જવા ઉપડે છે. એ તેનું બાહેરગામ જવું આપણે બાળકના જન્મ પામવા સાથે સરખાવીશું. પેલો ધણી કાંઇ ખાલી હાથે દેશાવર જતો નથી. જતી વેળા તે પોતાની સાથે જાતજાતની અને

ભાતભાતની વસ્તુઓ લેતો જાય છે, કે જેમ બાળક પણ જન્મ પામતી વેળા સારી માઠી ખાસિયતનો કુદરત તરફનો વારસો લેતું આવે છે. પેલો ધણી દેશાવર જઇ, કોઇ એક જણને પોતાનો ખેરખાહ ગણી, તેની સલાહ તળે કામ કરે છે, તેવીજ રીતે બાળક પણ માતપિતાના રાહબરી તળે ઉછરે છે. નિશ્ચય છે કે રાહબરી સારી હશે તો વેપાર કરનાર અને બાળક બંને ફાવશે.

પેલો સલાહકાર વેપારી જે લાવ્યો હોય તે વસ્તુઓ જોય છે અને તેવીજ રીતે માતા પણ બાળકની સારી માઠી સઘળી ખાસિયતોથી ખબરદાર બને છે. વેપારી પાસે શું શું વસ્તુઓ છે તે આપણે જોઇએ. તેની પાસે થોડાંક ચામડાં છે, જેને માટે તેનો રાહબર કહે છે કે તેને રંગવાથી સારી કમાઇ થશે. બીજું તેની પાસે રંગબેરંગી રેશમનો સારો જથ્થો છે જે પણ સારી રીતે પૈસો ઉપજાવી શકશે. તે ઉનની પેતીઓ લાવ્યો છે, જેને માટે પેલો રાહબર તેને દલગીરી સાથ જણાવે છે કે ઉન તો હયાં પુષ્કળ જથ્થામાં છે અને તેથી તેમાં તેને ખોટ આવશે. વળી દારૂપર તો એટલી જગાત છે કે મોંઘા દામથી મુંબાઇથી લાવેલો હોવાથી તે તો વેચવોજ ન જોઇએ કારણકે તે જગાતના જેટલી પણ આવક લાવશે નહી, ખુદ તે દેશમાં દારૂ સસ્તો છે. વળી રાહબર વેપારીને

કહે છે કે જો તે વેપારી મુંબાઇથી ચોખા મંગાવે તો તેને ઘણી કમાઇ થશે કારણકે હાલ અમુક દેશમાંથી મોંઘા ચોખા આવે છે. એમ પેલો સલાહકાર તે વેપારીની કાઇક બાબે સુધારીને ખપમાં લે છે, કોઇ વસ્તુને તે તદન નકામી ગણી કાઢી નખાવે છે, કોઇને માટે તે સારી કમાઇની આશા આપે છે અને કોઈ વસ્તુઓ જે પેલો વેપારી સમુલગી લાવ્યોજ ન હતો તે મંગાવવા હુકમ કરે છે. એવીજ રીતે માતાએ પણ ધીરજથી શાંતપણે, બાળક ખુદા તરફથી શું વારસો લાવ્યું છે તેની તપાસ કરવી જોઇએ. તેણી તે બાળકની લાગણીઓ અને વલણો તપાસતાં જોય છે કે બાળક પોતા સાથે આપખુદી કરવાની ટેવ લેતું આવ્યું છે, તેને તો સમુલગી કાઢી નાખવી પડશે. સાથે તે ઘણીજ નિર્દોષતા લાવ્યું છે કે જેની કિંમત આ દુન્યામાં અંકાવી મુશ્કેલ ધારી માતા તેની નિર્દોષતાને દુનિયાઇ ગ્નાનમાં ફેરવી નાખવી દરૂસ્ત ધારે છે. વળી તે બાળકમાં હિંમત કે જાતીવિશ્વાસ જેવું કાંઇજ નથી તો તેનો તો આ દુનિયાઇ દેશમાં ઘણો ખપ પડતો હોવાથી માતા તેનામાં તે સદ્‌ગુણ દાખલ કરવાની કોશેશ કરશે, અને પછી પેલા વેપારીના રાહબરની પેઠે બાળકની કોઇ ખાસિયતને સમુલગી દૂર કરી, કોઇકને સુધારી, કોઇક માટે સારી આશા રાખી, કોઇકના બીયાં તદન નવેસરથી વાવશે.

# ( ૨ )

# કેળવણીનાં સાધનો.



## શિક્ષા.

"There is nothing more needful than punishment for the well being of the human race."

માણુસ જાતના સુધારા વધારા અર્થે શિક્ષા કરતાં વધુ અગત્યનું સાધન કોઇ નથી. તેવીજ રીતે આપણે બાળકોના બાબમાં પણ બોલી શકીશું કે તેઓને કેળવવા અને સુધારવામાં શિક્ષા અગત્યનો ભાગ બજાવે છે. જેમ શિક્ષા, તેમ શાબાશી, સમજાવટ, સોબત અને જાતી દાખલો એ સાધનો બાળકોની કેળવણીને અમલમાં મૂકનારાં હથિયારો થઇ પડે છે. એ દરેક કેવી રીતનો અગત્યનો ભાગ બાળકની કેળવણીમાં બજાવી શકે છે? અને તેઓનો ઉપયોગ ક્યારે કરવો પડે છે?

હાલ આપણા સંસારમાં ભુંડી વલણ તો રહી પણ જો કાંઇ પણ કસુર થઇ તો તુરત શિક્ષા કરવાનાં સાધ-નથી કામ લેવામાં આવશે. નિશાળમાં પણ શિક્ષકને શિષ્યમાં કાંઇ ખામી માલમ પડી તો તેવણને પણ તુરત શિક્ષા કરવાનો વિચાર આવશે. જેમ એક દેશ પર સત્તા ચલાવનાર પોતાના

દેશના કલ્યાણ ખાતર, નઠારાં માણસોને તેઓનાં અઘટીત કર્મો માટે શિક્ષા કરે છે, જેમ ખુદ ખલ્કત પર સત્તા ચલાવનાર જગતપિતા પોતાનાં બાળકોને તેઓના વાંક માટે ગોયા એક જાતની શિક્ષા સદા કરતોજ રહે છે, તેમ એક માતા કે એક શિક્ષક બાળકોને કેળવવાનાં કામમાં શિક્ષાની સહાયતા શોધે તો તે કુદરતી છે.

પણ શિક્ષાનો ઉપયોગ ઘણી ઓહોળી રીતે થાય છે. માણસ પોતાની ભૂલથી કુદરતી રીતે ખમે તે એક જાતની શિક્ષા, અને બીજાં માણસ તેના વાંક માટે તે માણસને શિક્ષા કરે તે બીજી જાતની. દાખલા તરીકે તોમસ હુડની "યુજીન એરમનો સ્વપ્નો" એ નામની કવિતામાં આપણે વાંચ્યે છીએ કે તે માણસે કોઇનું ખુન કરી મુરદું સાંત્યું પણ હૈયાના ડંખ તેને એટલો ત્રાસ આપતા હતા કે ગોયા તેનું તે નાનકડું અંતકરણજ તેને તેનાં દુષ્ટ કર્મ માટે વાજબીમાં વાજબી શિક્ષા આપતું હતું. એ એક તરાંહની શિક્ષા થઇ. પણ તેવાજ એક ખુનનાં વાંક માટે આવી અંતરની કુદરતી શિક્ષા નહિ, પણ ફાંસીની શિક્ષા કરવામાં આવે તો તે બીજી જાતની શિક્ષા થઇ. વાંક એકનો એકજ, પણ શિક્ષા બે જુદી જાતની હોઇ શકે. તેમજ એક સાધારણ બીજો દાખલો લઇએ. ગુચા બેહરામે ઘણું ખાધું

તેથી તેના પેટમાં દુખ્યું, એ એક તરાહની કુદરતી શિક્ષા, પણ ઘણું ખાધું તેથી માતા બેહરામને ખુબ ધમકાવે એ બીજી જાતની શિક્ષા થઈ.

એ બે જાતની શિક્ષામાં જે ફેર રહયો છે તે થોડો છતાં અગત્યનો છે. પેહેલી જાતની શિક્ષામાં એક માણુસ કે એક બાળક પોતાની ભૂલનું કુદરતી પરિણામ ભોગવે છે, જેને તે શિક્ષા ગણે છે. જ્યારે બીજી જાતની શિક્ષામાં કુદરત • તરફથી નહિ પણ બીજા બાહ્યબંધ માણુસ તરફથી વાંક કરવા માટે તેને શિક્ષા કરવામાં આવે છે.

આ બંને જાતની શિક્ષામાં સાધારણ ઉપયોગ માટે વધુ પસંદ કરવાજોગ કઇ તે શોધવા આપણને મુશ્કેલી નડતી નથી. બાળ કેળવણીના ઉંડાણમાં સેલગાહ કરી આવી પોતાનો અનુભવ લખનારાઓ તરીકે હરબર્ટ સ્પેનસર, લૉક, મેથ્યુસ વિગેરે શિક્ષા બાબે લખતાં પોતાનું આજ મત ટાંકે છે કે બાળકના વાંક માટે તેને આપણે શિક્ષા કરવી નહિ, મગર તેના પોતાના વાંકના પરિણામ તરીકે, તેની પોતાની ગફલતીની શિક્ષા તરીકે, તેને કુદરતી રીતેજ ખમવા દેવું.

આ સિદ્ધાંત એક દાખલાથી સમજ પડી શકશે. તમારો બુચો પેન ઘડવાની છરી સાથે રમે છે. તમો ના કહો છો છતાં તે કયાં કયાંથી છરી શોધી લાવી તેનીજ સાથે રમત કરે છે.

છરી લેવા ના કહયું એટલે તો તે ચીજ તરફ બાળકને વધુ ખેંચાણુ થાય છે. એક દિવસ તે જેવો છરી ઉંચકવા હાથ લંબાવે છે કે તમો તેના હાથ પર નેતર ઉંચકો છો, કારણ તમને બીક લાગે છે કે છરી સાથે રમત કરતાં પોતાના હાથ પર કાપ મૂકી બુચો પોતાને નુકસાન કરશે. આમ ધારી નેતરના ફટકાથી તમો તેની ખોડ ભૂલાવા માગો છો. અલબતાં તમે તો બાળક તરફની પ્રિતીથીજ તેનુ ભલું ઈચ્છીનેજ છરી સાથે રમત કરવા ના કહો છો, પણ તમારી શું ખાત્રી છે કે જે ભલી નિષ્ટાથી બાળકને તમે છરીથી દૂર રહેવા કહો છો તે તે બાળક સમજે છે ? ખાત્રી છે તમારી કે છરીની ધાળ કેવી હોય, તેથી હાથ કેમ કપાય વિગેરે વાતો જે તમો તેની આગળ રજુ કરો છો તે તે બાળક સમજે છે ? કાં નહિ એમ હોય કે ઉલટું બાળક મનમાં એમ સમજતું હોય કે "માયજી કેવાં છે ! મને છરી સાથે રમવા ગમે છે તોયે રમવા દેતાં નથી. એવણુની શોભતી છરી બધી બગડી જશે તેથી !" કદાચ તમો બાળકને કહી પણ ચુકાં હોવો કે છરી બગડી જાય તેથી નહિ પણ તારૂં આંગળું કપાઇ જાય એ વિચારથીજ તને છરી સાથે રમવા ના કહું છું. પણ બુચાજીના ભેંજામાં તે ઉતર્યું એમ-તમો તુરત માની કાં દો છો ? ઉપર જણાવ્યા મુજબ એક વેળા તમોએ તેના હાથ પર નેતર ઉંચકી. ઠીક—તે પણ હવે પોતાનો ભાગ બજાવવા

તત્પર રહે છે. એક દિવસ તે જોય છે કે તમો બાહેર ગયાં છો, અને તે ઓરડામાં એકલોજ છે. તે ધીરે રહીને ખુરશી પર ચઢી લખવાની તેબલ પરથી છરી ઉચકી, તેની સાથ નવેસરથી ઓળખાણ પાડવા બેસે છે; શું વળ્યું ત્યારે પેલી નેતરના ફટકાથી ? હવે એજ દાખલામાં બાળકને કુદરતી શિક્ષા ખમવા દઇને જોઇએ કે બે શિક્ષાઓ માહેલી કઇથી વધુ અસર થાય છે ? છરી સાથે રમત કરવા ખુચાએ માડી કે તેની ઢાળ તીણી છે, તે વિગેરે માટે બાળકને સ્નેહેલી ભાષામાં સમજાવીને ચેતવણી આપ્યા પછી પણ જો તે છરી માટે વગર અર્થનું ચેટક રાખે, તો પછી ઘટતી સંભાળ સાથે જરા છરીની ઢાળ તેના હાથ પર લાગવા દેવી. આથી તે બાળકને છરી કેવી ચીજ છે તેનો ખરો ખ્યાલ મળશે, અને ભવિષ્યમાં નાની કે મોટી, છરીથી કે કાતરથી કે બીજી અણિયાળી અને ઢાળવાળી વસ્તુઓથી તે દૂર રહેતાં શીખશે. આ દાખલામાં કઈ શિક્ષા પસંદ કરવાજોગ થઇ પડી ? નેતરના ફટકાથી બાળકને લાભ થયો, કે છરીની ઢાળ લાગવા દીધી તેથા ?

આ દાખલામાં કુદરતી રીતે થતી શિક્ષાથી બાળક જોતાં શીખશે કે ભૂલ માટે ખમવું તો છેજ. અમુક કાયદાથી ઉલટાં જવા માટે માયજી બાવાજી શિક્ષા ન કરે, પણ કુદરતથી તો થશેજ. બીજું તે એ જોશે કે "મારાં માયજી કેવાં મને ચાહે છે. મારૂં આંગળું કપાઇ જશે કરી મને અગાઉથી

કેવી ચેતવણી આપી! વળી માયજી હુશ્યાર પણ કેટલાં છે? એવણનું કહેલું હમેશાં ખરૂં પડે છે." અને એવી રીતે તે બુચાને પોતાની રમતમાં લાગી ગયલી છરીની ધાળથી આવા સરસ વિચારો આવશે. પણ છેલ્લું છતાં વધુ અગત્યનું તો એ કે ધાળવાળી અને અણિયાળી વસ્તુઓનું સાધારણ જ્ઞાન તે મેળવી શકશે. હવે ફરીથી તે છરી સાથ, કાતર સાથ કે કોઇ પણ એવી વસ્તુ સાથ રમવા માગશે નહિ. એ બે જાતની શિક્ષામાં કેટલો ધ્યાન પોંહોંચાડવા લાયક ફેર રહયો છે?

વળી કુદરતી શિક્ષામાં બાળકને ઠોકરાવા દેતાં એક બીજો વધુ ફાયદો થાય છે તે એ છે કે માબાપને હાથે જાતે શિક્ષા કરવા જવું પડતું નથી. અને તેથી બાળકને માતા તરફ કડવી નજરે જોવાનું કારણ મળતું નથી. આથી કરી માબાપની હાજરી તુલીક કે હસ્તી તુલીકજ નહિ, પણ મોત તુલીઃ ભલા માર્ગ પરજ ચાલવાને તે બાળક ખંતીલી કોશેશો કરે એ સંભવિત છે. કારણ તેને બચપણથી જ્ઞાન આપવામાં આવ્યું છે કે દરેક ભૂલ, નજીવી કે માહાભારત—દરેક માટે કુદરત તરફથી ખમવું પડે છે. કુદરતી શિક્ષા એટલી બધી ફાયદેમંદ તો ખરી; પણ પાછો સવાલ ઉઠે છે કે શું હમેશાં કુદરતી શિક્ષાથીજ કામ સરશે? કોઇ સવાલ કરશે કે નાના બાઇએ

મોટા ભાઇ પર હાથ ઉંચક્યો તેથી તેને કુદરત તરફથી શી શિક્ષા થશે? એક બાળકે બારીના કાચના ટુકડે ટુકડા કીધા તેમાં તેને કુદરતી શિક્ષા શું મળી? એક ગરીબ ગાયને બાળકે પથ્થર માર્યો તો કુદરતી શિક્ષા કઇ થઇ? કુદરતી શિક્ષા લગભગ હરેક વાંક સાથ પરિણામ તરીકે આવે છે તો ખરી, પણ કેટલીક વાર તે ઘણા લાંબા વખત પછી, આડકતરી રીતે, બાળકને ન સમજ પડે તેવી રીતે થાય છે. માટે એ સવાલનો જવાબ એજ કે સો માહેલા નેવું દાખલામાં કુદરતી શિક્ષાથી કામ સરશે. જ્યારે બાકી રહેલા દસ માટે તો આપણને આપણી શિક્ષાની પરાણીનો ઉપયોગ કરવોજ પડશે.

ખરૂં; પણ જ્યારે આપણે શિક્ષાની સત્તા ચલાવવાનો વિચાર કર્યો ત્યારે આપણને બાલ્યાવસ્થાની નાજુક હાલત ભૂલી જવી જોઇતી નથી. ઘણી શિક્ષા શું સાર લાવી શકે છે? જુદાં જુદાં માણસોની જીંદગી વાંચતાં જણાશે કે જેઓ બચપણમાં હાડમાર થતાં આવ્યાં છે તેઓ કવચિતજ મોટપણમાં મોતેબર જીંદગી ગુજારે છે. એટલા માટે બહુ અવશ્યનું છે કે બાળકની લાગણી શરૂઆતથીજ કચડાઇ નહિ જાય તેમ તેની ઉપર ધાક અને શિક્ષાની હકુમત ચલાવવી જોઇયે. ખરૂં છે કે તે નાનું હોય છે ત્યારે કોઇ કોઈ સંજોગો વચ્ચે તેને શિક્ષા કર્યા વગર ઉપાય રહેતો નથી. પણ એવી વખતે જૉન લૉકની સલાહ યાદ રાખવી કે

થોડી શિક્ષાથી ઘણી અસર કરવી. અને તે પ્યારની હકુમત સમજી શકે તેટલું મોટું થાય ત્યારે શિક્ષાની જગ્યાએ બનતાં સુધી પ્યારથીજ કામ લેવુ.

બચપણની ઝડપી ઇચ્છાઓ અને તેને તૃપ્ત કરવાની વલણને બચપણથી સારા હાથે સીધે માર્ગે મૂકવાથી, બાળક જેમ મોટું થતું જશે, તેમ નેતરના મારની કે માબાપની બીક વગર સદ્‌ગુણનેજ ચાહશે, અને બચપણની મા કે બાપની ભલી અસરથી વગર માગવેનું માન તે તેઓને આપશે, તેમજ ચોક્કસ દરજજે તેઓથી બીતું રેહેશે. અગરજો એ બીક અને માન માબાપ પોતાની ઓછી લાયકાતથી બચપણમાં ખેંચી લેવાને શક્તિવાન ન બન્યાં હોય તો મોટપણમાં નેતરના ફટકા અને ચાબકાની ચીમકીથી તે માન મેળવવાની ખોટી રિકઝીક તેઓ કરે તેથી તે મળનાર નથી. ખરી રીતે તો બાળકમાં માતપિતાએ પોતા માટે માન પેદા કરવા અગાઉ આ દુન્યામાં જે ણી કાંઇ ભલું, ખુબસુરત અને મીનોઇ છે તે માટે માન બરપા કરવું. તેમ થતાં, બાળક કુદરતી રીતેજ માબાપમાં રહેલી ભલી ખાસિયતોને ચાહતાં અને માન આપતાં શીખશે.

પણ બાળકમાં આમ ખુદાઇ માન પેદા કરવા જતાં, એટલે તેના મનને મારવા જતાં, તેની નાદાનિયતને તોડવા જતાં, તેની અઘટીત ઇચ્છાઓને નસાડી મેલવા જતાં—

વારંવાર બાળકને ધોંકધોંક કરતાં, તેની પોતાની નજરમાં પોતાને હલકું પાડતાં, તેની લાગણીઓને કચડી નાખતાં, માબાપો શું કરે છે? તેઓ બાળકોને એક એવી સ્થિતીમાં લાવી નાખે છે કે જે બાળકો છકી ગયલાં અને લાડકાં છોકરાં કરતાં સો દરજ્જે બદતર ઠરે છે. માબાપના લાડથી ઉદ્ધાઉ, અવિવેકી, મીજાજી બનેલો એક છોકરો મોટી ઉમ્મરે નફકરા ખુશાલ જીગરે ફરતો આ જીંદગીમાં માલમ પડે છે, જ્યારે માબાપની વારંવારની ધમકીથી ઉદાસ બનેલા જીવો, તેમની બીકથી બીકણ બનેલા મનો, અને માબાપની વગર અર્થની જુઠી શિક્ષાથી ભાંગીને ભૂકો થયલી લાગણીઓ, બચપણની જોરાવર અસર તળે એટલાં દબાયલાં રહે છે કે તેઓ મોટપણમાં કદિ પણ સંપુર્ણ ખુશાલ જીંદગી પસાર કરી શકતાં નથી. વળી એટલુંજ નહિ પણ તેઓમાં બચપણથી દુનિયા માટે જે ખોટી બીક બેસી ગઇ હોય છે, અને આસપાસનાંઓ માટે તેઓમાં બેદિલીના જે બી નખાયાં હોય છે, તેવી બીક અને બેદિલી યા તો તેઓને મુગાં અને મીંઢાં, યા તો એકમાર્ગી અને એકલપેટાં બનાવે છે. લાડ લડાવવો એ જેટલું ભૂલભરેલું ગણવામાં આવે છે, તેટલીજ ખોટી બલકે હલકી રીત બાળકને હાડમાર કરવાની છે. કેળવવાનો મુખ્ય હુન્નરજ એ છે કે નહિ તેઓને એકદમ ઢીલી લગામે જવા દેવાં,

કે નહિ તંગ લગામથી તેમનાં ગળાં ગુંગળાવવાં. પેહેલું તો થોડે દરજ્જે બી બાળકને મોટપણમાં ફેરવી શકશે, જ્યારે બીજું તો ખરેજ બાળકની આખી જીંદગીને કચડી નાખશે. ડહાપણવાળાં તેઓજ છે કે જેઓ બાળકોને લાગણીનું છુટાપણું બક્ષી, તેઓને હસાવી રમાડી, તેઓની અઘટીત માગણીઓને તૃપ્ત ન કરે અને નુકસાનકારક ચીજોથી દૂર રાખે. આ બંને સાથેસાથે થવું જોઈએ છે. જેનામાં એ કળા આવી તે કેળવણીનો છુપો ભેદ પામી ચુકયો એમ માનવું.

પણ આજે શું મામલો નજરે પડે છે? બુચી તેહમી જમશે નહિ તો શોરબકોર, લખશે નહિ તો માતાજીની ગાજવીજ, જલદીથી ઉઠશે નહિ તો નેતર, જલદીથી બોલશે નહિ તો નેતર; એમ જયાં ખેલ ચાલતો હોય, ત્યાં શેનશાહના તખ્તપર બીરાજતી અને સલ્તનતોને હકુમતમાં રાખતી નેતરનો રાજદંડ પણ પોતાની તલેસમાતીક અસર ગુમાવી બેસે એમાં કાંઇ નવાઈ છે? હરેક કોઇ શિક્ષા કરતા આગમજ તેમ કરવાને કાંઇ કારણ મળ્યું છે કે નહિ તે તો પેહેલાં નકી થવું જોઇએ છે? ઘણીક વાર મેં એવું બનતું જોયું છે કે ઘરમાંનાં નોકરો પર કે કોઇ બીજાં પર માતા ગુસ્સે થાય છે, તેટલાં જો બાળક સામું મળ્યું તો તેની સાથ અમસ્થુંજ તેનું બોલેલું બરાબર નહિ સમજી બુમબરાડા પાડવા મંડી જાય છે અથવા જીવ વગરના વાંક માટે તેને શિક્ષા કરે છે. જ્યારે

કારણમાં હોય છે ફક્ત તેણીનો ગુસ્સો ! બાળકની લાગણી દુનિયા તરફ ઠંડી બનાવવા માટે, કડવી બનાવવા માટે, યા આગળ વધીને કહીએ તો ધિક્કારવાળી બનાવવા માટે, માતાની આ રવેસની શિક્ષા પુરતી છે. આમ કાંઇ ઘણા દાખલામાં બનતું નથી. મોટે ભાગે જે નજરે પડે છે તે તો છતી આંખે આંધળાં થવાનું છે. ગુસ્સાની ધુંધ આંખમાં ભરાવાથી ચીજોનું સ્વરૂપ બરાબર ન જોઇ, માતા બાળકને શિક્ષા કરે એ તો એક વાત થઇ; પણ ઘણા દાખલામાં તો જાણી જોઇને, વિચારી સમજીને, પળેપળ, ઘડીક ઘડીકમાં માતા શિક્ષાની મદદ શોધવા નીકળી પડે છે, એ વધુ ખેદકારક છે. કોણ જાણે એક માતાને તેણીની માતા તરફથી શિક્ષાનો સારો હીસ્સો બચપણમાં મળ્યો હોય તેથી, કે કોઇ બી કારણથી બાળકપર નેતર ઉંચકવામાં માતાને કાંઇ અસાધારણ, કાંઇ અસીકું, કાંઇ અઘટીત તો દીસતુંજ નથી. તેણીની માતાએ તેણીને નેતરથી કેળવી, તો તેણી હવે પોતાના બાળકને નેતરથીજ કેળવવા તૈયાર થાય છે.

પણ પરિણામ શું આવે છે તે તો જરા તપાસો ! મારથી બાળક યા તો તદન બીકણ અને બીનઉત્સાહી ઉછરે છે યા તો તે તદનજ નફટ થઇ કોઇનો અને કશાંનો ડર રાખતું નથી. એ રીતે આ બે ખાડાઓમાંજ માર બાળકની જીંદગીને ઘસડી લઇ જાય છે. એકજ દાખલો લ્યો. એક છોકરાને ચોપડી વાંચવા

ગમતી નથી, અથવા એક છોકરીને બોર કાચાં છતાં ખાવાનું મન થાય છે. માબાપ તો નેતરથી કામ લે છે એટલે તેની બીકથી છોકરો પણ તેઓના દેખતાં ચોપડી વાંચશે અને છોકરી પણ બોર ખાવાથી પરહેજ રહેશે. પણ આ ચીજ તેઓ ફક્ત મારની બીકથી કરશે એમ કહેવાની અગત્ય નથી. પોતાના શરીર પર ફટકાથી જે દુઃખ થાય તેમાંથી છટકવાના વિચારથીજ તેઓ આ બંને દાખલામાં ડાહયાં બનશે.

માબાપ સમજે છે કે કેવાં ડાહયાં અને કહયાસરનાં છોકરાં છે। જ્યારે ખરેખર તો એ સર્વનો સાર શું નિકળે છે! શરીર પર પડતા મારના ચમચમાટનો વિચાર કરાવ્યા વગર જે ભલું હોય તેજ છોકરાં પાસે કરાવવું, એવી આપણી નેમ આ રીતે ઉંધી વળતી જણાય છે. અને તેને બદલે નેતર અને શરીરના સંબંધને લીધે શારીરિક દુઃખનોજ વિચાર કરી છોકરો કે છોકરી માબાપનું કહ્યું કરે છે. આવી ધારણાથી કેળવાયલાં છોકરાં કેટલી હદે અને કેટલો વખત ડાહયાં રહી શકી સુખી થાય તે વિચારવાનું સેહેલ છે.

કેળવણીનો જે ખરો હેતુ કે સારાંને માઠાંમાંથી તેરવી કાઢી તેનેજ ચાહવું, તે હેતુજ ઉલટાઇ જાય, અને તેને બદલે શરીરને શિક્ષા ખમવી પડશે એ વિચારથીજ બાળકો ડહાપણ બતાવતાં શીખે, એ વિચારજ કેવો કેળવણીના કાયદાનું ઉલંઘન કરનો લાગે છે। જે છોકરાંમાં માર ખાવાની

શરમ કરતાં મારના ચચરાટની વધુ બીક હોય તે કદિ પણ ખરાં કેળવાયલાં કહેવાય નહિ.

વળી આગળ તો ચાલો! મારીને કેળવવાની રીતથી બાળકનો સ્વભાવ કેટલો ગુલામગીરીભર્યો થઇ જાય છે! નેતર જ્યાં સુધી પિતાના હાથમાં છે ત્યાં સુધી છોકરો તેના દરેક હુકમને તાબે થાય છે. જેવી નેતર ગઇ કે તાબેદારી પણ નાસે છે. નેતર નજર આગળથી ખસી કે તે છુટકારાનો દમ ખેંચતા પોતાને ગમતું કરવા જાય છે; અને જેમ એક કાચની કિટલીમાંની વરાળ તેને બાહેર જવાનું મોઢું બંધ હોવાથી, એકાએક અને જોશ બંધ કિટલીને ફાડી નાખે છે, તેમજ પેલી છોકરી કે છોકરો છુટાં-પણાની તક મળતાં પોતાને મનગમતું કરે છે એટલુંજ નહિ, પણ તેબી વળી હદ વગર. એ સર્વ ઉપરાંત મારથી મોટો ગેરફાયદો એ થાય છે કે નાતાબેદાર છોકરાંને બદલે ઘણા મારથી, બીતાં ધ્રુજતાં, જીવ વગરના, નિસોસ, બીન-ઉત્તસાહી થઇ ગયલાં છોકરાં આપણે જોઇએ છીએ.

આ સઘળી શિક્ષાની—મારની શિક્ષાની મોહોકાણ છે. અને છતાં આજે આપણાં ઘરોમાં નેતરનો સડાસડ આવતો અવાજ કેવો આપણા કાન પર ભમ્યા કરે છે! ધાક રાખવાની કશી સમજણ વગર કેટલાંક બીચારાં અજ્ઞાન માબાપો પોતાનાજ

બાળકોને કેટલીક વાર મારવા પડે છે તો તે ગોબા જાનવરની અદાથી ! વળી ઘણી માતાઓ ડગલે ને પગલે "લાવ નેતર"ના તરારાથી છોકરાંને હાંકે છે. મેં મારી નજરોનજર એવાં પણ છોકરાં જોયાં છે, કે જેઓ જેવું સાંભળે છે કે નેતર મંગાવવામાં આવી છે કે તુરત હસાહસ કરી "નાસાગોસા"નો દાવ ખરી ખુશાલીથી શરૂ કરે છે. માતાને પોતા પાછળ દોડતાં જોવાનો દેખાવ, અલબતાં, બચપણની આંખોને ઘણો રમણ્ય દીસે છે ! અરે માતા ! માતા તરીકે એવો આપણો ધાક શા ખપનો ? અગરજો નેતરની શિક્ષાનો આશરો લેવોજ પડે તો ધ્યાન રાખવું કે મારની શિક્ષા તે નેતરની શરમની હોવી જોઇએ અને નહિ કે નેતરના ચચડાટની !

એ નેતરની શિક્ષા ક્યારે કરવી, કેમ કરવી, અને કોણે કરવી એ વાતનો પણ નિર્ણય થવો જોઈએ. વાંક કીધા પછી તુરત કે વખત જવા દઇને ? માબાપે પોતે કરવી કે કોઇ પાસે કરાવવી ? પહેલાંનો જવાબ એ છે કે વાંક થયા પછી તુરત નેતરનો માર હોવો જોઇતોજ નથી. કારણ તપાસો. એક માતાના માનિતાં ચિત્રની આરસી ખુચાથી પડીને ભાંગી ગઇ. આ બનાવમાં બાળકને શિક્ષા કરવાનો વિચાર મારાં મત મુજબ કઠોર દીસે છે, પણ જો

શિક્ષા કરવી પણ હોય છે તો માતા જોઇએ તે કરતાં જાસ્તી કરે છે. તેણી જોઇએ તે કરતાં જાસ્તી ખિજવાય છે કે જ્યાં ખિજવાટને બોલાવવાનું મુલે કામજ ન હતું ! તેણી ધારતી હશે કે તેણી જોઇએ તેટલીજ શિક્ષા કરે છે, પણ અફસોસ આપણી માણુસાઇ નબળાઇ પર કે તે બનાવ તુરતનો હોવાથી, પોતાનો ખિજવાટ તેની પુરતી ગરમીમાં હોવાથી, તેણી જાસ્તી શિક્ષા કરે એ સંભવિત છે. એક બારગી માતામાં શાંત રહેવાનો કાબુ હોય, છતાં માણુસાઈપણું તે ફરેસ્તાઇપણું નથી એમ સમજી માતાઓએ આ એક મજબુત નિયમ રાખવો કે બાળકને મારવું હોય તો વાંક પછી તુરત મારવું નહિ.

સારૂં, પણ શિક્ષા કોણે કરવી ? બાળકની એક ખાસિયતનો તમને અનુભવ છે ? જેવી સોટી તેના શરીર પર પડવા માડે છે કે બાળક મારનાર તરફ એવા કડવાસથી જોય છે કે જાણે તેની તરફ આપણે ગેરઇનસાફી થયાં હોઇએ, અને જાણે નિર્દય વાઘના પંજામાં સપડાયલું તે નિર્દોષ ઘેટું હોય ! તેઓની આંખ્યો આ વાત બોલતી જણાય છે. અને તેથી એવી કડવી લાગણી માતપિતા તરફ એક પળ વારબી આવે નહિ એટલામાટે મારની શિક્ષા કોઇ બીજા પાસે કરાવી શકાય તો સારૂં. જો તે "કોઇ બીજું" આપણી લાગણીઓનો

બાસ કરી શકતું ન હોય, કેમ મારવું અને કેવા સ્વભાવમાં રહી મારવું, તે જો તે "કોઇ બીજાંને" ખબર ન હોય તો બેહેતર કે આપણે તે નાના બદન પર હાથ ઉપાડવાની દલગીરી-ભરી ફરજ આપણને માથે લેવી.

પણ ફરી એક વાર આપણ સર્વએ મન પર ઠસાવવું જોઇએ છે કે નેતરની મદદની કાંઇ વારંવાર જરૂર પડતી નથી, અને પડવી જોઇએ પણ નહિ. જ્યારે એક કકડાવેલો ડોળો, એક મજબુત તરારો, એક નરમ શબ્દ, કે એક મીઠી શીખામણ, એક અસરકારક વાયજી કે મુગે મોઢેની દેખાવ દેતી નિરાશાથી કારજ સરતું હોય તો આપણને જરૂરજ યાદ રાખવું કે તેવી વેળાએ નેતર લીધાથી આપણે સામાની નજરમાં ફકત કમસમજ નહિ લાગીશું પણ ધાતકી એ ઠરીશું.

કાંઇ નવી દુર્ગુણયતભરી ખાસિયત બાળક પોતામાં આમેજ કરવી શરૂ કરે, કાંઈ નવાં ચેડાં કરી બતાવે તેવા સંજોગો વચ્ચે કેમ કામ લેવું, અને મારને બદલે, અમલ કરવા લાયક સુ-તરો ઉપાય શું લેવો તે આપણને જૉન લૉક સૂચવી ગયો છે. અને તે એ કે વાંક કરનાર તરફ અજાયબી દેખાડવી. દાખલા તરીકે ધારો કે તમારી ખુચી તેહમી હમેશાં માયાળુ દિલ બતાવતી અને આજે પેહેલીજ વાર ગરીબ આંધળાં ભિખારીને પથ્થર માર્યો છે. ધારો કે જાણે તમારા નોકરથી

તમને એ વાતની ખબર પડી છે અને તે ખરીજ છે એમ તમોએ જોઇ લીધું છે. તુરત ઘણીજ સિફતથી અતિષ્ય અજાયબી દેખાડતાં માતાને આવડવું જોઇએ. શું ખરેખર! મારી **તેહમી**એ કીધું? **પથ્થર** ઉંચકયો? પછી તે **ગરીબ** ભિખારીને માર્યો? બીચારા **આંધળાંને**? શું **તેહમીજ** હતી કે કોઇ બીજું? **તેહમી** નહિ હશે. **તેહમી** કાંઇ ચેરી છોકરી છે? **તેહમી** કાંઇ ગરીબ ભિખારીને પથ્થર **મારેબી**?

આ હબના બોલાયલા વાકયોથી—જે અલબતાં અતિ અજાયબી ભરી અદાથી બોલાવા જોઇએ તેથી—બાળકમાં શરમ ઉત્પન થશે, અને તે શરમને લીધે તે સમજતાં શીખશે કે હું એ કામ કરૂં તેવી નઠારી મને ધારવામાં કે માનવામાં આવતી નથી અને હું બીજી વાર કરીશ પણ નહિ. તમારી છોકરીને આથી એમ લાગે છે કે જે કામ તેણીએ કીધું છે તે તેણીને લાયક નથી, પણ ઉલટું તેણીને તેવું કામ કરવા જેટલી હલકી ધારવામાં આવી નથી. આ રીતથી તેણી પોતે સારાં કામો કરવાનેજ સરજાયલી છે એવો શરૂઆતનો ખ્યાલ મેળવશે અને ફરીથી ગરીબ માણસને પથ્થર મારવાની તો વાતજ કરશે નહિ.

આ એક સરસ શિક્ષાનો ઉપાય છે. એવાજ કોઇ તોર શોધવાને બદલે આપણામાં માર અને ધમકી આપવાની રીત બહુ સાધારણ થઇ ગઇ છે. વળી જે

માબાપો મારની સારી અસરમાં માનતાં નથી પણ તેના ગેરફાયદા સમજે છે તેઓમાંનાં ઘણાકો જે શિક્ષાની મદદ લે છે તે ધમકી છે. મારવા કરતાં ધમકાવવાની શિક્ષા મઝાની સેહેલી, સુતરી, ઓછો વખત ખોવાડનારી અને બાળકને ઓછું રડાવનારી છે!!! માટે એનો ઝાઝો ઉપયોગ થતો જણાય છે! તે શિક્ષા કે જે માબાપનું વડપણ અને બચ્ચાંની શરમ ઓછી કરે છે!

તમે કારણ પૂછો છો? કારણ એજ કે નાના બાળકો પણ અકકલ અને જુસ્સા વચ્ચેનો તફાવત સમજી શકે છે. અમુક ચીજ માટે માતા ઉસકેરાઇને ધમકાવે છે, અને અમુક ચીજ માટે તેણી ખરી અકકલથી વાજબી રીતે ધમકાવે છે, એ બે ચીજો બાળક માટે સમજવી કાંઇ મુસ્કેલ નથી. આથી, જ્યારે વારંવારની ધમકી તેઓના કાનપર પડે ત્યારે તેઓ સમજતાં શીખે કે તે ખરી અકકલ અને શાંત ઇન્સાફથી નહિ પણ ગુસ્સા અને જુસ્સાથી આવે છે. તેવી ધમકીની દરકાર તેઓ ક્યાંથી કરી શકે? અગર માતાની એવી વારંવારની વગર અગત્યની ધમકીથી તેઓ બીતાં હોય તો તે ફક્ત બે પળ માટે. અને પછી પાછી તેઓની કુદરતી વલણ તો ઉલટી જવાની અને બાપોકાર તે બાળક મનમાં બોલવાનું કે "અકકલ વગરની, દયા વગરની એવી બકબકની હયાં કોણને દરકાર છે!"

માબાપો વિચાર કરો, જેઓ ઘડી ઘડી બાળકોને ટોક ટોક કરો છો તેઓ ખ્યાલ કરો કે કેટલી થોડી ચીજો બાળક ખોટી કરી શકે? એક બચ્ચું તે શું ગુનાહો કરી શકે? તેના દુર્ગુણો નાના છે. તેની ભુલો નજીવી છે. તેટલા માટે તે નાની નજીવી ભૂલો સુધારવા હથીયારો પણ નાના નજીવાંજ જોઇએ છે. એક આંખનો લેહજો યા એક ડોકનો લેહકો—તે બાળકની ભૂલ માટે બસ થવાં જોઇએ. અથવા જો કોઇ વાર બાળકને ધમકાવ્યે તો શબ્દો શાંત, માયાળુ અને અકકલ પસંદ હોવા જોઇએ, અને નહિ કે આજે તરારાબંધ ધમકાવામાં આવે છે તેમ, અકકલ વગરની બકબક અને ઉસકેરણીના અધટીત શબ્દો! વારંવારના અનુભવથી આપણે જાણ્યે છીએ કે ઘણુ માતાનો ઠપકો તે ખુદ બાળક તરફની નાપસંદગીનું મુલ હોય. બાળક માતાથી ઉલટી ખાસિયતનું હોય તો માતાને બીજાં પોતાના ખવાસને મળતાં આવતાં બાળક કરતાં તે ઓછું ગમે એ કુદરતી છે પણ એવી પસંદગી કરવામાં માતાઓ કેટલી ગેર-ઇન્સાફી કરે છે?

દાખલા તરીકે એક બાળકીમાં પોતાના પિતાની કેટલીક ભલી વલણો ઉતરી છે. પણ માતાના મનને તે રૂચતી નથી. તેણી તે બાળકીના નાના કામોમાં ખોડ ખાંપણનો ઓળો

જોયાજ કરેછે. એક બાળક સાધારણ રીતે શરમાળ છે. માતાનો પોતાનો ખવાસ જોઇએ તેટલું શરમાળપણું ધરાવતો નથી, તેણીને પોતાના બાળકમાં રહેલી શરમ એક વાંક જેવી લાગે છે. આ લાગે તો ભલે, પણ અંગત લાગણીને વચમાં લાવ્યા વગર માતાએ વિચાર કરવાનો છે, અને પોતામાં હોય કે ન હોય પણ બાળકમાં જે ભલું, ખૂબસુરત અને મીનોઇ હોય તેને માન આપી તેની નકલ પોતે કરવાની છે. માતાઓ કાંઇ ફરેસ્તાઓ નથી. તેઓનાં બચ્ચાંની ચોક્કસ ચાલ તેઓને રૂચતી ન બી હોય પણ લાગણીને ન્યાયધીશ બનાવવો જોઇતો નથી. વિચારશક્તિજ ઇનસાફ કરવાને લાયક છે. માટે બાળકમાં જે ખુદ ભલું હોય, જે ખુદ ખુદાને ખુશાલ કરનારૂં હોય, તે પ્રમાણે જો બાળક કરે, છતાં માતાને તે રૂચતું ન પણ હોય તોયે પોતાની લાગણીને બાજુ મૂકી, ખુદ ખુદાની લાગણીથી બાળકને ઇનસાફ આપવો એ તેણીનો ધર્મ છે. કોઇ કોઇ વાર કમનસીબે શું બનતું જણાય છે? એક માતાને પોતાનાં એક બાળકની અમુક ખાસિયત પસંદ નથી (જો કે તે ખાસિયત નુકસાનકારક કે નઠારી કાંઇએ નથી) તેથી જેતું તે એક નજીવો બી વાંક કરે છે કે અપજશના ટોપલા તે નાના માથાપર પડેલા છેજ. જેવી એક નાની ભૂલ થઇ કે અપમાનભર્યા સખુનોના અણિદાર કાંટાઓ તે નાના જીગરને લોહીથી ઝઝરતું કરે છે. આથી શું માતા

બાળકનો વાંક સુધારી શકે છે? તેથી ઉલટું; ગુસ્સાભર્યા ઠપકો આપતી વેળા ભાષા અઘટીત વપરાય છે અને પોતાની માતાને તેવી વાંધાભરી ભાષાનો ઉપયોગ કરતાં સાંભળી ભવિષ્યમાં બાળક તેમ કરવાને ડરતું નથી. એ સર્વે વિચારો પરથી આપણને આ સેવટપર આવવાનું છે કે ધમકી આપવાની કે ધમકાવવાની શિક્ષા પણ ઘણીજ થોડી વાર થવી જોઇએ. વળી તેમ કરતી વેળા આપણા શબ્દો નમ્ર, માયાળુ અને શાંત જોઇએ. અને તેમ કરવા માટે જેવો વાંક થયો કે તુરત નહિ પણ થોડો વાર જવા દઇ શાંતિમાં બાળકને ઠપકો આપવો જોઇયે.

ત્યારે કોઇ બી વાજબી સવાલ કરશે કે શું બાળકને મારવું અને ધમકાવવુંજ નહિ? શું નરમ શબ્દો, ઠંડો ગુસ્સો, સમજાવટ અને શિખામણ બાળક માટે બસ છે? મોટે ભાગે તો હા, અને જરૂર હા. જો બાળકમાં બચપણથી ચોક્કસ માનની લાગણી માતપિતા માટે મૂકાઇ હોય, માતપિતા માટેનો ખરોજ પ્યાર બાળકમાં વેહેતો કીધો હોય, જો ભલાં માટેની ખુશાલી અને બુરાં માટેની નાપસંદગી બાળકમાં એક વાર મજબુત રીતે દાખલ કીધી હોય, તો જરૂર બા જરૂર માનવુ કે ઘણું કરીને આજ ચીજ બાળકની શિક્ષા અને આજ ચીજ બાળકની શાબાશી તરીકે અચ્છો ભાગ બજાવશે.

પણ હવે એક નાના જેવા "પણ" ની જરૂર છે. બાળકના બચપણનો એક દુર્ગુણી દોસ્ત, તેઓને

બરાબીપર લઇ જનાર અને છતાં તેઓનો માનીતો સાથી, તે બોંહસ અથવા જીદ છે, કે જેને નસાડવા માર અને ધાકની મુખ્ય જરૂર છે, પણ તે માર શા માટે? નહિ કે સોટીના ચચડાત માટે, નહિ કે ચમટાના ઝણઝણાટ માટે પણ મારનાં હલકાં અપમાનને બાળકે શરણ થવું પડયું એ વિચારથી તેને ઉપજતી બેજાલત માટે તેને મારની શિક્ષા થવી જોઇએ. નેતરની બીક તેથી પડતા ફટકા માટેજ હોય, અને તેની સાથે શરમથી ઉપજતી બીક ન હોય તો તે નેતરની શિક્ષામાં દમ રહેશે નહિ. જેટલો વાર સોટીનો ચમચમાટ રહેશે તેટલોજ વાર બાળકપર તેની અસર રહેશે, પણ પેલી શરમ કે "મેં આજે માર ખાધો," તે શરમને માટે મારની શિક્ષા જુદી છોકરા માટે અમલમાં મેલવી અનુકૂળ છે.

જૉન લૉક એ વિષે લખતાં એક દાખલો આપે છે કે મેં એક તવંગર અને ખાનદાની કુટુંબમાં એમ બનતું જોયું છે કે જ્યારે બાળક કાંઇ વાંક કરે ત્યારે તેઓને એમ કહેવામાં આવતું કે "જો જો હું, પગમાંથી બુટ કાઢી લેવામાં આવશે!" આ ધમકીથી ધારેલી અસર બરાબર નિપજતી, કારણ બાળક વાંક કરતું અટકી જતું કે રખે બુટ કાઢી લેવામાં આવે. કોઇ કહેશે કે બુટ કાઢી લે તેમાં એટલું શરમાવાનું શું? પણ તે બાળકોને બચપણથીજ એમ કહેવામાં

આવતું અને તેથી તેઓ એમજ સમજતાં કે ડાહ્યાં બાળકોના છુટ કાઢી લેવામાં આવતાં નથી. જે ઘણું નઠારાં હોય છે તેઓનેજ એવી શિક્ષા કરવામાં આવે છે, અને તેથી તે બાળકો છુટ કાઢી લેવાની ક્રિયાને એક મોટી શિક્ષા તરિકે સમજતાં. એવી શિક્ષા મારના કરતાં લાખ દરજ્જે બેહેતર છે. મારવાથી તો શરીરને દુઃખ થશે એવી બીક બાળકને રહે છે, જ્યારે છુટ કાઢી લેવાની શિક્ષામાં શારીરિક દુઃખનો વિચાર તો આમેજ થતોજ નથી અને બાળક ફકત એમજ વિચારે છે કે "હું કાંઇ ખોટું કરૂં છું તે હવે ન કરૂં."

આવી રીતની ધમકી આપતી વેળા જે સંભાળ રાખવાની છે તે આ કે જો એક વાર આપણાં ભવાંનો ચીલ્લો ચઢેલો છોકરાંના દીઠામાં આવે અને એક વાર આપણા ગુસ્સાની ધુંધમાં કે દલગીરીના ઠંડાપણામાં શિક્ષા કરવાની તેઓને ધમકી આપી, તો તેને અમલમાં મૂકવી અતિ જરૂરની છે. કશાંને ખાતર નહિ તો પોતાનું માન જાળવવા માટે માબાપે આટલું ખસુસ કરી યાદ ધરવું કે જે બોલો તેમના હોઠપરથી બાહેર પડયા તેને અમલમાં મૂકયા વિના રહેવું નહિ. વળી ઘણી હેતાળુ માતાઓ કરે છે તેમ બાળકને શિક્ષા કરી તે રડવા માડે કે લાગલાં તેઓને પાસાંમાં લઇ, તેઓના ખરા દોસ્ત બનેલાંઓએ દુશ્મન બનવાની નબ-

લાઇ દેખાડવી નહિ. ક્યાં સુધી? ત્યાં સુધી કે જ્યાં સુધી બાળકો પોતાનાં ડહાપણ અને સદ્‌ગુણથી શિક્ષાનો ખરો સાર જોતાં શીખે. જો આમ ન બને તો શિક્ષા તેની સાથ મળતાં છુટાંપણાથી દરરોજની એક સાધારણ ચીજ જેવી તેઓને લાગશે અને બાળકો એમજ માનતાં શીખશે કે વાંક કરવો, શિક્ષા ખમવી અને માફી મેળવવી એ જાણે બપોર પછી રાત, અને રાત પછી સવાર પડવા જેટલું ચોક્કસ છે.

વળી શિક્ષા કરનારાંઓએ આ વાત તો ખાસ કરી ધ્યાન રાખવી કે તેઓની શિક્ષાનું કારણ બાળકોને સમજવા દઇ પછીજ શિક્ષા કરવી. આ કરતાં વધુ હાસ્યજનક બનાવ બીજો કયો હશે કે બાળક ઠપકો સાંભળે છે, ગુસ્સો ખમે છે, માર ખાય છે પણ પોતે શું વાંક કીધો છે તેજ ઘણીવાર સમજી શકતું નથી?

વળી આ બાબદ સમાપ્ત કરયે તે આગમજ ફરી એક વાર યાદ કરીશું કે શિક્ષાની બધી મદારત ફક્ત શરમનાજ પાયાપર બંધાવી જોઇએ છે. જેમ વેપારીને આંટ ખોવાનો ભય છે તેમ બાળકમાં પણ પોતાનું સ્વમાન ખોવા માટે બીક હોય છે. આ વાંચીને આપણે ઘડીભર હસવા પડીએ છીએ કે બાળકમાં સ્વમાન ને આંટ આબરૂના ગંભીર ખ્યાલો બચપણમાં વળી ક્યાંથી પેવસ થઇ જતા હશે? પણ

જેઓએ બાળકની લાગણી અને ગુણદોષનો અભ્યાસ કીધો છે તેઓ એક અવાજે જણાવી ગયાં છે કે બાળકમાં સ્વમાનની લાગણી તિક્ષણ હોય છે. અને તેની અસર બાળકની જાણ વગર પણ અચુક નિપજે છે. એ સ્વમાન ગુમાવવાની બીકથી જેટલું તે નેકીના રાહપર ઉતરશે તેટલું તે મારની બીકથી સુધરનાર નથી. આવી ઉપયોગી શરમનો થોડો કે ઘણો અંશ બાળકમાં રહે એટલામાટેજ માબાપોએ વારં-વારના મારથી અને ધમકાવવાથી પરહેજ રહેવું. ખોટું કરવાથી બાળકને જે શરમ અને જે બીક ઉપજે તે બીક અને શરમનો કાયદો બાળકને ગળે લગાડી એનીજ લગામથી તેને દોડાવવું જોઇએ છે.



## ઇનામ.

માણુસાઇ જીંદગીનાં ફરતાં ચક્રમાં જેમ શિક્ષાના દુઃખ અને ડરથી માણુસ દુર્ગુણુથી દૂર જવાનો પ્રયત્ન કરે છે તેમજ શાબાશી યા ઇનામથી તે સદ્ગુણુ તરફ વધારે ખેંચાય છે. જેમ નઠારાં કામ માટેની શિક્ષા ખુદા તરફથી, શેનશાહ તરફથી કે માબાપ અને વડીલ તરફથી ઇનસાનને ભોગવવી પડે છે તેમ સારાં કામ માટેની શાબાશી કે બદલો પણુ નાની મોટી દરેક બાબતોમાં આપણુને મળતો રહે છે. આપણુ ઉમ્મરે પુગેલાં ઇનસાનોની જીંદગીનો રોહ પણુ શિક્ષા અને શાબાશીની બીક અને આશામાંજ દોડતો રહે છે. એ બંને વગર જીંદગી પોતાનું અર્ધું ખેંચાણુ આપણે માટે ખોહી દેત. તેવીજ રીતે બાળવયમાં પણુ શિક્ષાનો જેટલો ફાયદો છે તેટલોજ શાબાશીનો છે. પણુ જેમ શિક્ષા બી ચોકસજ, ચોકસ રીતથીજ, ચોકસ વખતેજ થવી જોઇએ, તેવીજ રીતે શાબાશી આપવામાં ખોટું કાંઇ નથી પણુ જો કાંઇ ખોટારૂ જણુાવું હોય તો તે આપવાની રીતીમાં છે.

જેમ આપણુામાં શિક્ષાની બીકથી છોકરાંને વાંક કરતાં અટકાવવામાં આવે છે તેમ વળી શાબાશીના બદલાનો વિચાર તેઓનાં મનમાં આપી તેઓ તરફથી સારાંની આશા રાખવામાં

આવે છે. એ રીતે સારાં કામ કરવા માટે બાળક સનમુખ શાબાશીની ગોયા લાલચ ધરવામાં આવે છે.

એ ચાર બીસ્કીટની આશામાં ઘણી વાર બાળક "ક શ" ના પદ લખી લાવે છે. અને બે દોડિયાનાં બોર મળવાની આશામાં ઘણી વાર બાળકી રૂમાલની ચાર કોર ઓટી લાવે છે! આપણે જોઇએ છીએ કે પૈસાની લાલચથી માતા બાળકને પોતાનું કહ્યું કરવા લલચાવે છે અથવા એક પેપરમીંટની લાલચ આપી "ક—ખ" લખી લાવવા કહે છે, અથવા નવું બૅટ અપાવશે એવી લાલચ આપી વર્ગમાં ઉપર નંબર લાવવા કહે છે. એ સઘળું બાળકને શા તરફ ઘસડી લઈ જાય છે? શું શીખવે છે? એજ કે પૈસા, ખોરાક અને રમકડાં વિગેરે એવી વસ્તુઓ છે કે જે મેળવવામાં જીંદગીની નેમ સમાયલી છે. કુદરતી રીતે બાળક તે પ્રમાણે દોરવાઈ, તેજ ચીજોને ઉત્તમ ગણી તેવી વસ્તુઓને આ જીંદગીમાં જોઇએ તે કરતાં જાસ્તી વજુદ આપતાં શીખે છે. એવી રીતે એક નજીવી જેવી પણ સારી ચીજ બાળક પાસે કરાવવા માટે ખાવાની અને પેહેરવાની વસ્તુઓની લાલચ આપવી, એ તો જાણે બાળકને એમ શીખવ્યા જેવું થયું કે ભવિષ્યમાં પણ તેની અમુક ભલી કરણી માટે તેને ખાવાની અને પેહેરવાની વસ્તુઓનો બદલો મળશે માટે એ બદલાને ખાતર ભલાં થવું.

આપણું કહેવું કાંઇ એમ નથી કે બાળકોને કોઇબી દુનિયાઈ વસ્તુઓનો શોખજ થવા ન દેવો કે તેઓને કોઇ બી જાતની મોજમજાહ આપવીજ નહિ. એથી ઉલટું, માબાપે તો બચપણની જીંદગીના ઉડી જતા કલાકો દરમ્યાન પોતાની બનતી કોશેશે સઘળી નિર્દોષ મજાહો આપવી જોઇએ છે—તે મજાહો કે જે તેઓની તનની દરૂસ્તી અને મનની ગતિને હાનિ પુગાડનાર ન હોય. જે ધ્યાનમાં રાખવું તે એટલુંજ કે તેઓ કાંઇ બી સારૂં માઠું વિચારે, બોલે કે કરે તે કોઇ સારી વસ્તુ આપવામાં આવશે કે લઇ લેવામાં આવશે એવા વિચારથી નહિ, પણ ખુદ ભલું ભલાં માટેજ ચહવાતું જોઇએ અને બુરૂં બુરાં માટેજ ધિક્કારાવું જોઇએ.

ત્યારે હવે કોઇ સવાલ કરશે કે નેતરનો નહિ ધાક કે નહિ ચીજોથી અપાતી ઉલટ અને હોંશ, ત્યારે બાળકને કેળવ્યે ખીળવ્યે કેમ? આશા અને બીક બંને કાઢી નાખ્યે તો બીજી શા ચીજથી તેઓ સુધરે! સારૂં અને માઠું, શિક્ષા અને ઇનામ, એ ચીજો તો માણસ માત્રને આ જીંદગીમાં ટેકા સમાન થઇ પડે છે. એ ચીજો તો ગોયા માણસાઇ જીંદગીની લગામ છે અને તેથી બાળકોના બાબમાં પણ તેનો ઉપયોગ બેશક થવો જોઇએ છે. કારણ કે છોકરાં નાના હોય પણ તેઓ ઇનસાનિયતની દરેક અસર ધરાવે છે.

કબુલ કીધું. તેઓને શિક્ષા કરવા અને ઇનામ આપવા આપણે ના કહેતાં નથી પણ કેવી ચીજો ઇનામમાં આપવી તે બરાબર પસંદ કરવું જોઇએ છે.

શારીરિક સુખદુઃખ, ઇનામ અને શિક્ષા તરીકે ઘણી ખરાબ અસર કરે છે. એમ કીધાથી આપણે એવી ખાસિયતોને અને લાગણીઓને ઉસકેરીએ છીએ કે જે તો આપણને તેઓમાં દાબી દેવી જોઇએ છે. એ કેઇ જાતની નીતિ આપણે તે કુમળાં મનને શીખવ્યે છીએ કે જ્યારે તેની એક ખોટી ઇચ્છાને દૂર કરતાં બીજી ખોટી હાજતની લાલચ આપ્યે છીએ ! બાળકે કાચી કેરી ખાવા માગી. માતા કહે છે કે થાંસો થયો છે તેથી ખવાશે નહિ. બાળક તે રડીને માગે છે ત્યારે માતા કહે છે કે તેણી બાળકને પેર ખાવા આપશે. હેતાળુ માતાએ બાળકના થાંસાને સંભાળ્યો ખરો, મગર વગર વખતે, વગર ભૂખે કાંઇપણ ખાવાની તેની ખોટી ઇચ્છાનાં દરદને તો તેણીએ. સુંદર મીઠાં પેરથી બ્યાજ સીકકે વધારી આપ્યું. વળી બાળકના બે ચાર આંસુઓ બચાવ્યાં ખરાં, મગર ઇચ્છાનું મનનું દરદ તો ત્યાં મોજુદ રહયું, જે કદાચ બીજી વાર વળી વધુ જોરથી ફાટી નિકળશે અને આપણને વધુ મહેનત આપશે. આ પરથી ખુલ્લું માલમ પડે છે કે માબાપોએ શિક્ષા અને

ઇનામથી કામ લેવા ચોકસ રીત હાથ ધરવી હવે તે કેઇ તેનો ખુલાસો થવો જોઇએ છે.

માણસજાતમાં જે મિનોઇ અંશ છે, તેનાં પરિણામ તરીકેજ તે આબરૂ ઇજતને ચાહનાર છે; અને તેવીજ ખાસિયત ખુદ બાળકો પણ ધરાવે છે. તે નાના જીવને પણ પોતાની આબરૂ વહાલી છે. એટલામાટે ઇનામ તરીકે અને શિક્ષા તરીકે તે આબરૂને હાથમાં લઇ કામ કરવું જોઇએ. આબરૂ અને શરમ બંને બાળકને સેહેલાઇથી સુધારી શકે છે. એક વાર બાળકમાં જો પોતાનું સ્વમાન જાળવવાનો ચાહ અને તે ગુમાવી દેવા માટેની બીક પેદા કર્યું તો આપણે તેઓને એક એવો કાયદો શીખવેલો કહેવાશે કે જેનાથી તેઓ હંમેશાં યા ઘણું કરી સારાંજ તરફ ઢળી ખરાબીથી દૂર રહેશે. ગમે એવી નાની ઉમ્મરનાં છોકરામાં પણ વખાણ અને શાબાશીની સમજણ હોય છે. બીજાથી પોતાને માન પામેલાં જોઇને હંમેશાં ખુશાલ બને છે. ઘણું કરીને પોતાના માબાપ કે વડીલો કે જેઓ પર તેઓ પોતાનો આધાર રાખે છે તેઓથી પોતાને માન ઇજત પામેલાં જોવાને તેઓ ઇંતેજાર હોય છે. આથી કરી તેઓની ખોટી ચાલ માટે જો પિતા પોતાની આંખ્યોથી ગુસ્સો બતાવે અને સારી ચાલ માટે ખુશી થઈ પ્યાર કરે અને તેજ પ્રમાણે માતા અને આસપાસનાં સઘળાંઓ કરે

તો ટુંક મુદતમાં બાળક જોતાં શીખશે કે અમુક ચીજો કરવી ખોટી છે અને તેમ કરવું છોડી દેશે. અને આવી શરમ નેતરના માર, અને હાથના ચમચા કરતાં વધુ સારી અસર ઉપજાવશે એમાં શક નથી. બીજું એ માન અને શરમની લાગણી તેઓમાં વધુ ઉંડાણથી ઘર કરે અને વધુ અસર કરે એટલા માટે એવું દેખાડવું કે, જાણે તેઓને મળતી સારી ચીજો તેઓ પોતાનું માન જાળવે છે તેથીજ, અને માઠી વસ્તુઓ તેઓ પોતાની શરમ નથી સાચવતાં તેથીજ મળેછે. દાખલા તરીકે જો બાળક રોજ પોપટની દરકાર રાખીને તેને ખોરાક પાણી વગેરે નાખ્યા કરે અને જતનથી રાખે તો બીજી વેળા જ્યારે ઘરમાં નાની "કનેરી" લાવ્યાં, ત્યારે તે બાળકનેજ સોપીશું. રમવાના સોફા પરથી બાળક રોજ સઘળાં રમકડાં ઉંચાં નીચાં કરે તો જે તે નિહાળશે તે બાળકને શાબાશી આપશે. જો એક બાળક પોતાનો પાઠ જલદી પુરો કરે તો જલદી તેને બાગમાં રમવા જવા દેવામાં આવશે.

વળી એ ઉપરાંત તેઓનાં મન પર ઠસાવવું કે જેઓ પોતાની સારી ચાલથી પોતાનું સ્વમાન જાળવે છે તેઓજ સર્વના ખરાં માનીતાં હોય છે અને પરિણામ તરીકે સઘળી સારી વસ્તુઓ તેઓનેજ મળે છે. બીજા હાથપર જે કોઇ નઠારી ચાલથી પોતાની આબરૂ ખોહે છે અને પોતાનું

સ્વમાન જાળવવાની પોતે દરકાર રાખતું નથી તેને માટે બીજાં પણ દરકાર રાખશે નહિ અને તેને ખુશાલ કરનારી અને સંતોષ આપનારી ચીજો પણ તે મેળવી શકશે નહિ. આથી ફરી તેઓની ઇચ્છા નીતિના પાયા ઉપરજ રચાશે કારણ તેઓ હવે માનતાં શીખ્યાં છે કે ફક્ત ડાહ્યાંજ બાળકોને સરસ ચીજો મળી શકે છે. જો આવી રીતની શરમથી આપણે એક વાર તેઓના વાંકો સુધારી શકયાં અને બીજાં લોક તેઓના સારાં કામ માટેજ તેઓ તરફ માનની નજરથી જોય છે એ ખ્યાલ તેઓનાં મનમાં દૃઢ બેસાડયો તો પછી ગમે તેવી રીતે તેઓને ફરવા દયો અને તેઓ નીતિની રીતીનેજ ચાહનારાં થશે.



## વાદવિવાદ અને સમજણ.

બાળકના વાંક માટે અણગમો દેખાડવો અને તેની સારી ચાલ માટે ખુશાલી દેખાડવી એ સાધારણ અને કુદરતી છે. મગર જે સવાલ ઉઠે છે તે એ કે અમુક કામને આપણે નઠારૂં કાં ગણ્યું અને અમુક ચાલ આપણને પસંદ કરવાજોગ કાં લાગી તે બાળકને સમજાવવું કે નહિ? એક હુકમ આપ્યે તે પણ સમજાવીને આપ્યે, તેના ફાયદા વિષે બોલીને આપ્યે કે કેમ? અથવા એક નઠારી વસ્તુથી બાળકને દુર રહેવા કહ્યું તો તેના ગેરફાયદા સમજાવવા જોઇએ કે નહિ? ટુંકમાં, તેઓ સાથે વાદવિવાદ કરી, તકરાર કરી, દરેક ચીજની સમજણ આપીને શીખવવું કે આપણને વાજબી લાગેછે તેથીજ? તમો તમારા બુચાને કહો છો કે તેણે પોતાનાં રમકડાંમાંથી થોડાંક નોકરનાં બુચાને આપવાં જોઇએ કારણ તે આજારી છે અને તેનું મન રમકડાંથી રીઝાશે. કુતરાને પથ્થર ફેંકતા તેને જોઇને તમો કહો છો કે તેણે તેમ કરવું નહિ અને મુગાં પ્રાણીની દયા ખાવી. એવા દાખલાથી તમો તેને દયાળુ બનાવવાની કોશેશ કરો છો મગર તેનાં કારણો આપવાં કે નહિ? આમ કીધાથી દયા તે શું થઇ, અને દયા કાં સારી કહેવાય તે સઘળું બાળકને સમજાવવું કે નહિ?

એ વિષે જૉન લૉકનું મત એવું છે કે બાળક સાથ

વાદવિવાદથી સમજણ આપીને, તકરાર કરીને, સારાં માઠાંની પિછાણ કરાવીને કામ લેવું. તે કહે છે કે બાળક કે જે "મમા પપા" બોલવા સાથ અક્કલ પણ ધરાવતું જણાય છે તેની સાથે કાં નહિ કારણ આપી મતલબ સમજાવી કામ લેવું? કાં નહિ તેઓને ભાસ થવા દેવો કે, તમો પણ, ઓ નાનાં ભુલકાંઓ, તમો પણ માણસજાત છો? કાં નહિ તેઓમાં રહેલી માણસાઇ મગરૂરીને ખરૂં ઉત્તેજન આપી ઘટતા રાહમાં વેહેવા દેવી? અલબતાં તેનું કહેવું કાંઇ એમ નથી કે બાળકો સાથે મોટાં મોટાં ભાષાણો આપી કામ લેવું. એવી ચીજો તો ધારેલી અસર કરવાને બદલે બાળકને દંગ અને દીગમુઢ બનાવી મેલે છે. તે જે કહે છે તે એ કે બાળકનાં ભેજામાં ઉતરી શકે એવાં સેહેલાં કારણો આપી, સેહેલી તકરારો કરી તેને કેળવવું.

એ બાબતમાં જાણીતા ફીલસુફ રૂસોનું મત ઉલટું છે. તે ખુદ લૉકનેજ જવાબ આપતાં જણાવે છે કે નહિ આપણા હુકમોનું કારણ બાળકને સમજાવવું, કે નહિ તેની સાથે તકરાર કરવી. રોસમીનીનું મત આ બાબતમાં રૂસોને મળતું છે. પણ સર્વમાં અમલ કરવાજોગ મત "Dialogue on Moral Education" ના કર્તા મેથ્યુસનું છે. જેમ હમેશાં કારણો આપી સમજાવવું નહિ તેમ હમેશાંજ કાંઇ સમજ

આપ્યા વિના બી ચલાવવું નહિ. કેટલીક ટેવ પાડતી વેળા બાળકો એટલાં નાનાં હોય છે કે જ્યારે તેઓ કારણો સમજાવેલાં સમજી શકતાં નથી. તેવી વેળાએ કારણ આપ્યા વિના મુગે મોઢે ટેવ પાડવી ઠીક થઇ પડે છે. પેહેલી નજરે આપણે લૉકના મત સાથ એક થવા માગ્યે છીએ. તેની બાળકો તરફની ફીદાગીરીથી જ્યારે તે લખે છે કે બાળકોને દરેક ચીજ સમજાવવી, ત્યારે ઘડીભર આપણને એમ લાગે છે કે અલબતાં તેમજ થવું જોઇએ. આપણું જીગર પણ તે નાના પશુઓની તરફ પ્યારથી ધબકે છે. પણ કોઇ વાર એવા સંજોગ થાય છે કે જ્યારે નાનાં તો શું પણ ૭ સાત વરસનાં બાળકો સાથે સમાગમમાં આવતાં આપણને લૉકના ડહાપણને મનમાં રાખવું પડેછે અને જ્યારે ખુદ બાળકને એકાદ હુકમનું કારણ, કે એકાદ સારી ખાસિયતની સમજણ આપવા બેસ્યે છીએ, ત્યારેજ આપણને વિચાર આવે છે કે લૉકનું કામ લૉકથીજ થાય. અરે! એકાદ નાના સારા હુકમનું કારણ સમજાવવાં જેટલાં જો આપણે દયાળુ થયાં તો થઇજ ચુક્યું. એટલી બધી ગેરવાજબી તકરારો, એટલા બધા અંહીથી તંહી ઉડતા વિચારો, એટલી વિરૂધતા તે નાની જીભ બતાવી આપશે, કે આપણને ખરેખર જાતી અનુભવ પરથી એમજ લાગે કે લૉકનું મત ગમે એવું ઉત્તમ હોય પણ રૂસોનું અને રોસમીનીનુંજ અમલ કરવા યોગ્ય છે.

અગર આપણે જોઈએ કે અમુક હુકમનું કારણ સમજાવતાં બાળક ખોટી તકરાર કરશે નહિ, પણ સમજાવટથી વાત કરવા માટે આપણી પર ખુશી થશે, તો તેવી વેળાએ તેને કારણ સમજાવવું. દાખલા તરીકે તેણે કાંઈ ખોટું કીધું એમ તમોએ જાણ્યું, તો શિક્ષા કરવા અગાઉ તેની સાથે વાત કરી પેહલાં તેના મન પર ઠસાવવું કે તેણે અમુક ચીજ ખોટી કીધી છે. જો બાળક પોતાનો વાંક ન માને તો શિક્ષા દાખલ સહેજ પણ ગુસ્સો બતાવવો નહિ. તેની સમજમાં ઉતરવું જોઈએ છે કે તેણે શું ખોટું કીધું છે. દાખલા તરીકે તમોએ એક અગત્યનું કાગળ તેને હાવું રાખવા આપ્યું છે. થોડાક વખત ગયા પછી તમો બાળક પાસે તે માગો છો. તે અંહી તંહી શોધી આવી જવાબ વાળે છે કે તેણે તો ગજવાંમાં મૂક્યું હતું, નહિ મળતું તે માટે તે શું કરે ! આ વાતમાં તેનો વાંક તો છેજ, અને માતા પણ તેને ધમકાવવાતે તત્પર રહેશે. મગર આમ પેહેલાંથી તેનો વાંક જણાવવામાં સાર નથી. તે કામ એક ભૂલ કે વાંક છે તે પેહેલાં ખાતરીથી તેનાં ધ્યાનમાં ઠસવું જોઈએ. જો તે પોતાની ભૂલ જોઈ ન શકે તો માતાએ આગળ રહીને એકાદ નાનાં ગજવાંમાંથી કપડું ઉચું કરતાં કેમ કાગળ પડી જઈ શકે તે ખુદ જાતે કરીને બતાવવું અને તેટલો બધો વખત બાળકની ભૂલ માટે સ્હેજ પણ ગુસ્સો દેખાડવો

નહિ. જો બાળકને ધિરજથી સમજ પાડવામાં આવશે તો પોતાની મેળે તે પોતાનો વાંક કબુલ કરશે અને તેને મળેલાં જ્ઞાનથી બીજી વખત ભૂલ ન કરશે, એટલુંજ નહિ પણ ખુશી-થી માફ વટીક માગશે. પણ તેથી ઉલટું જો બાળક પોતાની ભૂલ જોઇ ન શકે અને છતાં આપણે તેની પાસે તેનાં વાંક માટે માફ મંગાવ્યે તો ખોટી બીક આપીને આપણે તેને જૂઠું બોલતાં શીખવેલું ન ગણાય? માટે જોર જુલમથી માફી મંગાવતાં પહરેજ રહેવું.

વળી આપણને બાળકનું એક કામ કે એક રીત ખોટી લાગે, પણ બાળકે તમામ ભલી નિષ્ટાથીજ તે પર અમલ કીધો હોય એવી આપણને ખબર થાય, તો તેની નઠારી ચાલને ધિક્કારવી નહિ, કારણકે તેનાં મનમાં તો ભલું હતું. એવી રીતે સારાં માઠાં કામનો વિચાર કરતી વેળા બાળકે સારી કે માઠી કઇ નિષ્ટાથી તે કર્યું છે તેનો વિચાર થવો જોઇએ છે, કારણકે આપણે ઘણી વાર જાણ્યે છીએ કે માણસનું એક કામ ભલું છતાં નિષ્ટા બુરી હોઇ શકે જ્યારે ઘણી વાર એક બુરૂં કરનારના મનમાં નિષ્ટા ભલી હોઇ શકે. માટે ટુંકમાં કામની આંકણી તેના પરિણામ કરતાં તેની નિષ્ટાની ઉપરથી થવી જોઇએ છે, અને આમ ખાસ કરી બાળકના બાબમાં બનવું જોઇએ છે.

બે બોલ વધુ—અને આ બાબત હવે બંધ કરીશું. વાદ-વિવાદ કરતી વેળા, કારણો બાળકોને સમજાવતી વેળા, અક્કલ પસંદ રીતે બાળક સાથ કામ લેતી વેળા, સાદ મીઠો, શબ્દો નરમ અને માયાળુ, અને માત પિતાની રીતભાત માનને લાયક હોવી જોઇએ છે. પોતાની તકરારમાં કોઇ દિવસ બાળક માતાને ખોટું વટીક પાડી આપે તો માતાએ તુરત તે લાયક રીતે કબુલવું જોઇએ છે. ઘણી માતાઓ એમ-સમજે છે કે બચ્ચાં આગળ એક વાત એક વેળા કહી, હવે કોણ જૂઠામાં ખપી અથવા ભૂલ કબુલ કરી, પત ખોહે? એમાં પત ખોહવા જેવું શું છે? દાનેશમંદ દાનાવો પણ ભૂલના ભોગ થવામાંથી બચ્યા નથી, તો બાળક પોતાની માતાને કોઇ વાતમાં પોતાની ભૂલ કબુલ કરી માફી માગતાં જોય તો ઉલટું સમજતાં શીખે કે મારી માતામાં કાંઇ ખોટી હઠ નથી પણ મોટાં મનથી પોતાની ભૂલ કબુલ કરે છે. વળી બાળક જોતાં શીખે કે માતાજી કાંઇ ભૂલને માટે માફ માગવામાં શરમાતાં નથી, પણ ખુદ ભૂલ કીધી તેથી શરમાય છે, તો તે બાળક પણ જેમ "રોબીનસન ક્રુઝો" ની જીંદગીમાં તેને માટે લખાયું છે તેમ વાંક કરવાથી શરમાશે, પણ વાંકની માફી માગતાં સરમાશે નહિ.



# સોબત.

આજે આપણામાં વસેલા કેટલા બધા સદગુણ દુર્ગુણો બાલ્યાવસ્થાના સોબતીઓને આભારી હશે! આસપાસનાં સઘળાંની વર્તણુકો બચપણમાં આપણા મુગા ગુરૂઓ થઇ નિકળી આપણને સારી માઠી રીત શીખવે છે, તો શું આ અતિ જરૂરનું નથી કે તે વેળા આપણા સોબતીઓ સારાજ હોવા જોઇએ?

બીજાંઓને કરતાં જોઇ બાળક હરેક ચીજ કરે છે. બીજાંને બોલતાં જોઇ બોલતાં શીખે છે. જો આપણે તે અજાણી જબાનને ઉલટું બોલતાં શીખવીશું તો તે ખોટું શીખશે. તેજ મુજબ તેની નાધકલી આંખો નીતિ અનીતિનો જેનોબી છાપ લેશે તે છાપ પોતાની હરરોજની ચાલચલગતમાં બાહેર પાડશે. આવા સમયે આપણા સંસારનો એક અતિ નુકસાનકારક રેવાજ આપણને યાદ આવે છે. નોકરોપર બાળકોને સોંપવાં, તેઓની સંગતમાં બાળકના કલાકો પસાર થવા દેવા, તેઓના હલકા શોખો અને વલણો બાળકમાં આમેજ થવા દેવી, તેઓની અગ્નાન, અજાણ રાહબરી તળે નિર્દોષ બાળકોને જીંદગીનો રસ્તો કાપવા દેવો એ આજે જેટલું સાધારણ થઇ પડયું છે, તેટલું તે આપણ સર્વની સમજશક્તિને હીણું લગાડનારૂં ગણાય છે.

માતપિતા કહેશે કે તેઓ તો નોકરોને બાળકનું કામ કરવા રાખે છે. પણ તેમજ નથી. ઘણી વાર બાળકો નોકરો સાથે કલાકો પસાર કરે છે. એક બાજુથી ભલું શિક્ષણ બાળકને આપણે આપ્યું કે બીજી બાજુથી આપણા નોકરો તે ઉલટાવવાને ત્યાં ઉભેલાંજ હોય છે. ખોટી રીતોથી પેપરમીંટ બીસ્કીતની લાલચ આપીને, અને બાળક આગળ તેની લાગણીઓને ઉસકેરનારી વાતો કરીને નોકર બાળકનો પ્યાર મેળવે છે, અને જેને બાળક ચાહતાં શીખ્યું તેની વલણો ઉચકી લેતાં તેને બહુજ થોડી વાર લાગે છે.

બાળકોને નીતિ શીખવનારી નિશાળ ઘરજ છે. સત્તર હજાર મહાન શીલસુફો કરતાં માતા ચઢીયાતો ગુરૂ છે, અને દુનિયામાં સર્વથી ચઢીયાતી ફરજ તરીકે તેણીને પોતાના બાળકોને કેળવવાનું છે, તો સાર એજ નિકળે છે કે બાળ વયના એ ખરા દુશમનો થઇ પડતા નોકરો બાળકોને ઉધારવા કેળવવાના કામમાંથી બને એટલા દૂર જોઇએ.

ગરીબ સંસારમાં માતા નોકર રાખી શકતી નથી, મગર તવંગર અને મધ્યમ સ્થિતિવાળાં ઘરોમાં ભરવા સીવવાનું, ઘરની વસ્તુઓ વગેજગે કરવાનું, કદાચ રાંધવાનું કામ પણ માતા પોતાને વધુ લાયકનું ગણી, તે પર વખત

કાઢે છે જ્યારે બાળકને માટે તો નોકર! કદાચ રખરખ કરતાં બાળકને મુગું રાખવાનું કામ તેણીના નાજુક બાંધા માટે ઘણું થઇ પડતું હોય! ઘરની નાની વસ્તુઓની ગોઠવણુ માટે તેણીને એટલું ખેંચાણુ હોય છે કે તેણી ધારે છે કે તેણીના કુળાવંતા હાથોજ તે કામને લાયકના છે. બચ્ચાં રાખવાનાં વધુ સેહેલ, એટલે તેણી તે કામ નોકરને સોંપે છે!! વળી તવંગર માતાઓ બાળકની જતન પોતે નથી લેતી એટલુંજ નહિ, પણુ ફરવાહરવાનું ખાવા પીવાનું વટીક તેણી બાળકની સાથે કરતી નથી. અને પોતાનું કામ તો મનના ફાંટા પ્રમાણે બાળકને એકાદ કીસ આપવાનું, કે દિવસમાં બે ચાર વાર મળવાનુંજ હોય એમ સમજે છે અને પોતાની મોહબતભરી રાહબરીથી બાળકને બેનસીબ રહેવા દઇ હલકી કીસમના કે ઉચી કીસમના નોકરોથી બાળકને કેળવાવા દે છે. તેણીએ ભૂલવું જોઇતું નથી કે માતાના પ્યારથી મળતું શિક્ષણુ જેટલું બાળકને વ્હાલું લાગે છે, મીઠું લાગે છે, મનપસંદ લાગે છે, તેટલું આ અભણુ અને પારકાં નોકરોથી મળતું શિક્ષણુ ક્યાંથીજ લાગે? એ બાબે હવે કશો શક રહયોજ નથી કે બાળકને ઉધારવાનું કામ માતાનું પોતાનું છે. હવે તો ફકત એ સચ્ચાઇપર અમલ થવો જોઈએ છે. ત્યારે અને ત્યારેજ આપણે હજારો માણુસાઇ નબળાઇઓને મારી હટાડી શકીશું

અને ત્યારેજ આપણે પોતે આપણુને દિવસે ને દિવસે વધુ ઉસ્તવાર કદમે આગળ વધતાં જોઇશું.

પણ એ વાતમાં માતા એકલીજ જવાબદાર નથી. પિતાને પણ પોતાના પ્યારથી બાળકોને કેળવવાનાં છે. પોતાની આ ફરજ કેટલા પિતાઓ કેટલી હદે બજાવે છે તે તો ખુદાને ખબર. પણ કેટલાક પિતાઓથી બાળકોને બીતાં ધ્રુજતાં મારા જોવામાં આવ્યાં છે એ વાત તો ખરી. પિતાની હાજરીથી બાળકના છૂટાપણાંમાં ભંગાણ પડેલું આપણે જોઇએ છીએ. પિતાના પગલાંનો અવાજ સાંભળી પોતાની રમત ગમતમાં બાળકોને અટકી જતાં અને ડાહ્યાં દોહરાં થઇ મુગાં મુગાં બેસી જતાં આપણે જોઇએ છીએ. આવી રીતથી ખરી રીતે જોતાં તો પિતા અને બાળક બંનેને ખોટ જાય છે. છૂટાંપણાથી બાળકના જાહેર થતા પ્યારનો મીઠો અનુભવ પિતા મેળવી શકતો નથી, કે નહિ બાળકથી પિતાના પ્યારની કદર સુજાતી. ખોળ કરતાં મોટપણમાં પણ એવા ઘણાજ થોડા દીકરાઓ મળી આવશે, કે જેઓ પિતા તરફ એક પ્યારા દોસ્ત તરફનો ગરમ ચાહ અને એખલાસ બતાવે. આથી કરી ખુશાલી વેળા કે દલગીરી વેળા, એક ખરું કામ કરતી વેળા કે એક ખોટું કામ કરતી વેળા, પિતાની સલાહ લેવાનો વિચાર તો કોઇને આવતોજ નથી. આથી વરસોના અનુભવથી જે તફસીરો બાળકમાં

જન્મતાંજ પિતા કચડે, અને જે ખરાબીઓને હસ્તીમાં આવતાંજ નાબુદ કરે, તે પિતાનાં છુટાપણું અને પ્યાર વગર હસ્તી પામી દુનિયાને વધુ દુઃખમાં ગબડાવતી માલમ પડે છે. એના બાતેનમાં પિતાની બાળક તરફની ઠંડી લાગણી અને બાળકની પિતા માટેની બીકને બેઠેલી આપણે જોઇએ છીએ.

મુખ્યત્વે કરી બાળકનાં બચપણના સાથીઓ તેનાં માબાપ હોવા જોઇએ, પણ તે સાથે બાળકના મિત્રો પણ લાયક હોવા જોઇએ. માતા સાથે રહીને પાંચ કલાકમાં બાળક તેણીને જોઇને જે શીખશે તેના કરતાં પોતાના એક બાળક મિત્ર સાથ પસાર કરેલી પાંચ મિનિટમાં તે તેની વધુ અસર મેળવશે. એટલા માટે તેના બાળક ગોઠિયાઓ સારી ચાલચલગતના હોવા જોઇએ એમાં શક નથી.

ત્યારે હવે બાળકને નિશાળે મૂકવાં કે નહિ એ એક સવાલ ઉભો થાય છે. નિશાળમાં કાંઇ સર્વે સદ્‌ગુણવાળીજ બાળકીઓને પસંદ કરવામાં આવતી નથી, કે સર્વે સારી ચાલનાજ છોકરાઓને દાખલ કરવામાં આવતા નથી. કાંકરા, હીરા, સોનું મટોડું સર્વ ભેલમભેલ ત્યાં નજરે પડશે. તમારૂં પોતાનું બાળક પણ કાંઇ બદીથી કે ખામીથી નિરાળું તો હશેજ નહિ, મગર જાતજાતની ખામી ખુબીઓનો ત્યાં મેળાપ થતો હોવાથી અને ખામીઓ તરફ બાળક જલદી

ઠળી જવું હોવાથી, આટલું તો નકી કહેવાઇ શકાય કે ઘણાં નિર્દોષ બાળકોના બિગાડાનું કારણ નિશાળ થઇ પડે. જ્યારે ઘરમાં તમો જો વિચારવંત હોવો તો સારી રીતે ચાલી તમારા જાતી દાખલાથી બાળકમાં સદ્ગુણનાજ બીયાં વાવતાં રહો.

એ પરથી આપણને લાગે છે કે બાળકને નિશાળે મૂકવું નહિ, પણ ખરેખર એમ નથી. જેમ નિશાળમાં બાળક દુર્ગુણો વધુ શીખે છે તેમ વળી કેટલાક સદ્ગુણો એવા છે કે જે નિશાળેજ શીખી શકે. દાખલા તરીકે જાતી વિશ્વાસની વાત લ્યો. જ્યાંસુધી બાળક ઘરમાં છે અને માતાની નજર તળે છે ત્યાંસુધી તેને તેણી ફોકટનું હાડમાર થવા દેતી નથી. જવાબ આપતાં બાળક ગભરાય છે તો તેણી તેને બદલે બોલી ઉઠે છે. અમુક ચીજ બની તો ત્યાં શું રસ્તો લેવો તેની ગુંચવણમાં તેણી બાળકને મુઝાવા દેતી નથી પણ જરા વખત જવા દઇ રસ્તો સુઝાડે છે. જ્યારે નિશાળમાં તો કેટલાંક ખંધાં અને પક્કાં બાળકો સાથે તેને કામ લેવું છે, તરેહવાર અને વિચીત્ર સવાલોના જવાબો આપવાની હિંમત કરતાં તે શીખે છે, કાંઇ વાંક થતાં કે કુદરતના તરેહવાર નાના સંજોગો કે જે તેનાં બચપણને ગભરાવે છે તેમાં તે પોતે પોતાને માટે વિચાર કરી પોતાને માટે લડતાં શીખે છે, અને એ સઘળું તેનામાં જાતી વિશ્વાસ

મૂકે છે. તેમજ વળી આ એક બીજો સદ્‌ગુણ કે હમેશાં આપ-મતલબી ન થતાં પારકાંની અગવડ સગવડનો વિચાર કરવો, તે પણ નિશાળમાં બાળક શીખી શકે છે. ત્યાં તેને બીજાંનો વિચાર કર્યા વગર ચાલતું નથી. સુખ કે દુઃખની આપ લે કરતાં તે ત્યાં શીખે છે, અને જોય છે કે જો તે બીજાં માટે વિચાર કરતો નથી તો બીજાં તેને માટે પણ કરતાં નથી. વળી ભાતભાતના ખવાસનો અભ્યાસ તેનું મન તેની જાણ વગર કરતુંજ જાય છે અને તેથી બાહેરની મોટી દુન્યાનો નાનો અનુભવ મેળવવો બાળક શરૂ કરે છે.

વળી હુસ્યાર અને ડાહ્યાં બાળકોથી જેવી સારી અસર તે મેળવી શકે છે, તેવી તે સારાં શિક્ષકો કે સારાં માતપિતાથી મેળવી શકતું નથી. બાળકની જીદ બાળકના સોબતીઓ તેની માતા અને શિક્ષક કરતાં સરસ રીતે તોડી શકે છે, કારણ કે તેઓ માતા અને શિક્ષકની પેઠે બીજાં કશાં સાધનનો ઉપયોગ કરતાં નથી, ફકત તેવાં બાળક તરફ તેઓ બેદરકારી દેખાડે છે અને તેથી બાળક આપોઆપ પોતાની હઠ બાજુ મૂકી તેઓ સાથ ભેળાવા દોડી જાય છે. બાળકની વડાઇ અને મગરૂરીની તેના મિત્રમંડળમાં કોઇ તુંબા રાખતું નથી, અને હાંસી થવાની બીકથી કે શરમથી બાળક તેમ કરવાનું છોડી

દ છે. પોતાને હુસ્યાર કે જોરાવર કે ખૂબસુરત માનવાનો વિચાર બાળક લાવી શકતું નથી કારણ કે ત્યાં એક કરતાં એક સરસ અને શેરને માથે સવાશેર તૈયાર હોય છે. બેસવા ઉઠવાના કંઢંગાપણાને કે લખવા વાંચવાના વિચિત્રપણાને ત્યાં હસી કાઢવામાં આવે છે, અને તેથી ઉપજતી ખેજાલતને લીધે બાળકનું ધ્યાન તે તરફ ખેંચાય છે. વળી બાળકની આળ-સાઇને તેના ગોઠીયા સાથીઓ આંચકો મારી ઉદયોગની હદ પર લઈ આવે છે. પોતા પર વિશ્વાસ મૂકતાં પણ બાળક ત્યાંજ શીખે છે. એ ઉપરાંત સર્વે સાથની રમતગમતથી તનદરૂસ્તી ખીળવે છે. મનને તરબિયત મળે છે; પણ ખાસ કરી, પોતે પોતાને સમજવાનું એટલે પોતાના ગુણદોષ પારખવાનું જ્ઞાન અને જાતી કાણુ, બાળક નિશાળમાંજ સારી રીતે શીખી શકે છે; તેટલા ખાતર આપણે આ બાબતમાં નિશાળને પસંદ કરીશું. મગર જો ઘરમાં નાનાં મોટાં બાળકો હોય તો પછી ઘર બી એક સરખું આવકાર દાયક થઇ પડે. ઘરમાં બાળકો હોય એટલુંજ નહિ પણ જો તેને રોજ કોઇ બાહેરનાં બાળકો સાથે રમાડયે કે વાત કરાવ્યે કે ફેરવ્યે, તો પછી ધારી શકાય કે "Home keeping youths have homely Wits" વાળી કહેતી ખોટી પડે.

પણ વળી વધુ વિચાર કરવાનો છે. સદ્‌ગુણનો વિચાર કીધા પછી મનની કેળવણી કયાં વધુ સરસ મળી શકે તેનું પણ તોલ કરી પછી આય કે પેલી તરમત બાંધવું જોઇએ. વિદ્યા શીખવામાં પણ બીજાં બચ્ચાંની સાથે સાથે બાળકની ઉલટ ઉસકેરાઇ તેને શીખવામાં વધુ રસકસ પડે છે. નિશાળમાં શીખવા માટે જે સામગ્રીઓ રાખવામાં આવે છે તેથી બાળકને શિક્ષણ ઘણું મીઠું થઇ પડે છે. અગર ઘરમાં પણ સાથે શીખનારાં છોકરાં ઘણાં હોય અને ઘરમાં પણ શીખવવા માટે સામગ્રી હોય તો તો ઘર અને નિશાળ એ બાબતમાં સરખાં ગણાય.

ત્યારે વાત આવીને ત્યાં અટકે કે સરસ કેળવનાર કોણ છે— શિક્ષક કે માતા? જો માતામાં માતાપણું હોય, જો તેણી બાળકને કેળવવાના બીકટ કામમાં પાર ઉતરવા લાયક શક્તિ ધરાવી હામ ભીરતી હોય, માતાના મોટાઇભર્યા દરજ્જાનું મહત્વ સમજી તેણી જો પોતાનાં પશુ બાળકોનો લાયક ગુરૂ બનતી હોય, તો તે એક કેવો ખુશાલીભર્યો દેખાવ નજરે પડે કે જ્યારે બાળકો ખુદ માતાની મીઠી બાંહેધરી તળે જ્ઞાનના ફળ ચાખે, પણ તેમ કરવા માટે માતામાં લાયકાત જોઇએ છેની? તેવી લાયક માતાઓ તો સોમાં બે માલમ પડશે. ત્યારે બધાંએ કેમ રસ્તો લેવો? અલબતાં તેઓ માટે તો નિશાળજ ઠીક થઇ પડે. બાળકને બાપાનું પડ

કેમ શીખવવું અથવા આંકડાની સમજણ કેમ આપવી એનું જે માતાને સેહેલું જ્ઞાન ન હોય તેઓએ ઘરમાં શીખવવાનો વિચાર તો કેવળ હેમકાઇભર્યો છે. તેઓ માટે તો આજની સૂધારા તરફ ફસડયાં મારતી નિશાળજ અનુકૂળ છે.

પણ હવે પાછાં આપણે સંગત પર આવ્યે. સાધારણ રીતે નાનપણમાં બાળકના સોબતીઓ કાંઇ ચોટા લુચ્છા કે પાપી હોતા નથી, પણ એકેક નાની નાની ખામી બાળક પોતાના મિત્રને જોઇ કેવી બારીકીથી પોતે લઇ લે છે તેનો જ્યારે આપણ વિચાર કર્યે છીએ ત્યારે લાગે છે કે ઘણુંજ ડાહ્યાં અને બને ત્યાં સુધી ખામીથી નિરાળાં છોકરાં સાથ બાળકને ભેળાવા દેવું. આ કદાચ નહિ બને એવું લાગે તો ચોકસ બાળકોની ચોકસ માઠી ખાસિયતો વિષે બાળક આગળ વાત કરવી. તેથી તેઓ કેવાં હાડમાર થાય છે અને બીજાંની નજરમાં કેવાં હલકાં પડે છે તેનો ખ્યાલ આપવો. કદાપી એક બાળક કોઇ બીજાં નમતી બાળકના સમાગમમાં થોડો વાર આવ્યું હોય, તો તે પછી ઘરમાં તેના માર્ગમાં કશો એવો સંજોગ મૂકવો નહિ કે જેથી પેલી તુરતની સોબતની અસરને લીધે તે પણ બુરૂ કરવાને લલચાય. બાળકો મોટાં થયાં પછી પણ તેઓના સોબતીઓને તો માતાએ બાળકને સુધારનારા ફરેસ્તા કે દુબાડનારા સહેતાન ધારી તેઓ પર ખાસ ધ્યાન આપવું જોઇએ.

# જાતી દાખલો.

કેળવણીના સાધનો જાતી દાખલા વગર સંપૂર્ણ ગણાઇ શકાશે નહિ. શિક્ષા અને ઇનામની બીક અને આશાથી બાળકને કેળવણી મળે, વાદવિવાદ કીધાથી અને સમજણ આપ્યાથી તેની ચાલચલગતને તરબિયત મળે અને સોબતથી તેની કેળવણી અમુક જાતનું રંગરૂપ લે એ તો ખરૂં, પણ જાતી દાખલાની અસર વગર સઘળું ખારૂં. એક વેળા માતાને દયા ખાતાં જોઇ બાળક જેટલી દયાનો ગુણ સંપાદન કરે તેટલી અસર તે સત્તર હજાર વાયજીઓથી કે સાત હજાર ચોપડીઓથી મેળવી શકે નહિ. આપણી તરફનો જાતી દાખલો બાળક ગોયા એક ચોપડીની પેઠે ખુલ્લો પડેલો જોય છે અને રોજ તે માહેલો પાઠ વાંચતુંજ રહે છે. આપણી ચાલચલગતની એવી એક ચોપડીને તે વજુદ આપી તે પ્રમાણેનું સઘળું કરવા જાય તો તે કેટલું કુદરતી છે? આમ જો છે તો આપણે કેવું ઇચ્છીશું કે સદા આપણે સારી રહેણી કરણીથી તેઓ સનમુખ એક એવું ચિત્ર ધરે કે જેની આબાદ નકલ બાળક ઉતારે તો તેને રહેજ પણ નુકસાન થાય નહિ. નહિ તો તેઓ તરફનો આપણો પ્યાર શા ખપનો? પણ જાતી દાખલાની અગત્યતા વિષે તો આપણે દરેક સદગુણ વેળા બોલવાનું છે એટલે હાલ તો આટલુંજ બસ થશે.



## ( ૩ )

# સદ્‌ગુણોની ખીળવણી.



બાળક વારસા તરીકે સદ્‌ગુણ દૂર્ગુણનો જથ્થો પોતા સાથે લેતું આવે છે અને તે વારસાનો સર્વથી સરસ ઉપયોગ સમજદાર માતા કરી શકે છે એમ આપણે જોઇ ગયાં. પણ કેટલાક ચોકસ સદ્‌ગુણ દૂર્ગુણ કેમ ખીળવવા કચડવા તે સમજવાની કોશેશ કર્યા પેહેલાં આપણે બાળવયની પુરવાર થયલી ચોકસ નબળાઇઓ પર વિચાર કરવાનો છે.

### બચપણની એક ખાસ ખાસિયત.

### તલબ—આપખુદી.

બાળક હરેક ચીજ માગ્યાજ કરશે, મળશે ત્યાં સુધી રડયાજ કરશે, બીજાંની વસ્તુ પર હક ભોગવવા માગશે, અને હરેક નાની નજીવી બાબતોમાં સર્વ આસપાસનાંઓ તે ભુલકાંનીજ મરજી પ્રમાણે કરે એવી તે મરજી દેખાડયાજ કરશે, એ તેની વલણો બે મળતી આવતી બાકી ખાસિયતોનું પરિણામ છે. એક તલબ અને બીજી આપખુદી.

નેકીનું મૂળ આ માણુસાઇ નબળાઇથી નિપજતી તલબ પર કાબુ રાખવામાં સમાયું છે. વળી આપણી ઇચ્છાઓ

પર કાબુ રાખવાની શકિત રોજની બચપણથી પાડવામાં આવેલી ટેવથીજ હાંસલ કરી શકાય છે, માટે પાળણામાંથીજ બાળકને મન મારવાની અને ઇચ્છા પર કાબુ રાખવાની ટેવ પાડવી જોઇએ છે. પેહેલાંથીજ જે કાનુન બાળક પર ઠસાવવો જોઇએ છે તે આ કે હરેક કોઇ ચીજ તેને આપવામાં આવે છે તે કાંઇ તેને ગમે છે તેથી નહિ, પણ આપવી દરૂસ્ત લાગે છે તેથીજ આપવામાં આવે છે. જયારે આપણે તો આપણો જીવ બળી જાય છે એવા વિચારથી આજે શું કર્યે છીએ ? બાળક રડયું કે મનગમતી વસ્તુ હાજર કર્યે છીયે. કોણ બાળકને રડાવ્યા કરે ? અરે ! કોણ તેની ચીકિયાડિ સાંભળ્યા કરે ? લાગલી કે બાળકના મોંમા પેપરમીંટ પડેલીજ છે. કોણ તેને વારંવાર હાડમાર કર્યા કરે ? લાગલું કે મનગમતું માગેલું રમકડું હાથમાં મૂકાયલુંજ છે. એમ એક વાર થાય છે કે બાળકનાં પગમાં જોર આવેછે. બેવાર થાય છે કે તેને ખાતરી મળે છે કે તેને મનગમતું થશેજ; અને ત્રણ વાર થાય છે કે બાળકની સત્તાનો દોર માબાપની સહી શાખથી મંજુરીયાત મેળવે છે. પછી જયારે મોટું થાય છે ત્યારે પણ તે સઘળું મન ગમતુંજ કરવા માગે છે.

બાળકના આ દરદના એક અતિ અજમાવવા લાયક ઉપાય તરીકે તેને ખપની અને તેને ગરજ પડતી દરેક વસ્તુઓ પેહેલાં-

ચીજ તેની આગળ રાખવી કે જેથી તેને રડીને માગવાની ફરજ પડે નહિ. દાખલા તરીકે તેનાં મનને કાંઇ પણ ચીજપર વિચાર કરવાને બની આવે એટલા ખાતર તેની આગળ કાંઇ રમકડાં રાખવાં જોઇએ. જો તેને દુધ પીવાને ઘણો વાર થઇ ગયો હોય, અને તે ઉઘાયલું ઉઠવાનું હોય તો અગાઉથી દુધ તૈયાર કરી રાખવું જોઇએ છે. તેના બિછાંના પર જવાના વખતની આગમજ તેનું બિછાંનું તૈયાર હોવું જોઇએ. અલબતાં તેને અધિરૂં બનવા દેવું એમ આપણે કહેતાં નથી. ફક્ત એટલુંજ કે કુદરતી રીતે બાળક જેને માટે રડશેજ એમ આપણે જાણ્યે તે ચીજો બાળક માટે તૈયાર રાખવી, અને નહિ કે તે રડીને માગે ત્યારેજ આપી તેને રડવાની ખોટી ટેવ પાડવી. કોઇ બીજાં પાસે એક સુંદર રમકડું કે ચિત્ર હોય અને તેને જોઇને બાળક રડીને તે માગે તો તે કુદરતી છે; માટે તેને ગેર કરવા લાયકની અને ઉપયોગી વસ્તુઓનું માતાએ ભાન રાખીને બાળકની આસપાસ રાખવી કે જેથી પછી નકામી ચીજો માટે પણ તેને રડવાની ટેવ પડે નહિ. અગર દરેક હાજતમંદ ચીજ આજુબાજુ મૂકવાની તમારી સાવચેતી પછી પણ બાળક એ ખામી બતાવતું રહે, તો ગમે એટલું રડે, ગમે એ કરે, છતાં તેને રડીને માગ્યું કરી માતાએ તેને અમુક વસ્તુ આપવી નહિ.

નીચલો દાખલો થોડાજ દિવસની વાત પર વાંચેલો મને યાદ આવે છે. તે કેટલી હદે ખરો હશે તે તો સૌએ વિચારી લેવાનું છે. એક બાળક રાતે અગ્યાર વાગતે ઉઠી રડવા લાગ્યું. બાળકની આ એક ઘણી માઠી ટેવ હોય છે અને તેને સુધારવાના ઉપાય તરીકે તેના પિતાએ માતાને કહ્યું કે બાળકની આગળ જવું નહિ. ચાર કલાક વેર થોડું ઘણું રડયા પછી તે બાળક નિંદમાં પડયું. બીજે દીને તેજ વખતે તે આમજ રડવા લાગ્યું. બે કલાક જવા પછી પેલી માતાની ધિરજ ન રહેવાથી તેણી પોતાના ખાવીંદને માનઝી કહેવા લાગી. પણ તેને તેણીને બાળક આગળ જવા દીધો નહિ. તે માતાએ બાળકને ઉપલ્યુ થઇ આવશે એવી ધાસ્તી વઘીક દેખાડી પણ તેને પણ પેલા પિતાએ વજુદ આપ્યું નહિ. આમ ચાર દિવસ ચાલ્યું ને પાંચમે દિવસથી બાળકે રડવાનું મોકુફ કીધું. જો એક વાર બાળક જોશે કે ગમે એવી અભિરાઇથી રડવા છતાં પણ તેને મનગમતું થતું નથી યા મનગમતી વસ્તુ મળતી નથી તો પછી તે બાળક આપ કાંઇ પણ રડીને મેળવવા માગવાની ટેવ છોડી દેશે; આને શોખવું, ધિરજ રાખવી, રાહ જોવી એ શબ્દોની પુગી મતલબ શમજી શકશે.

આ પરથી આપણને એમ સમજવાનું નથી કે બાળકોને કશું મનગમતું કરવા દેવું નહિ અને તેઓ તરફથી જૈરીનું

કહાપણુ અને દાનાઇની આશા રાખી બેસવું! એમ તો બનશેજ નહિ. માતાએ બાળક સાથ બાળક થવાનો ગુણુ ધરાવવો જોઇએ અને તેથી બનતાં સુધી બાળકની મરજી સચવાવી જોઇએ. દાખલા તરીકે તેનાં રમકડાં તેને ગમતાં હોવા જોઇએ અને ટુંકમાં જ્યાં સુધી બાળક કાંઇ ખોટું ન કરે ત્યાં સુધી તેનીજ મરજી પ્રમાણેનું થવું જોઇએ છે. જે ધ્યાનમાં રાખવું તે એટલું કે આપણા આપેલાં એવાં છુટાં-પણામાં જો તે સ્હેજ પણુ ગેરવાજબી રીત પકડે તો "નાનું" છે કરી ચાલવા દેવું નહિ.

આપણે ઘણી વાર બાળકની એ ખાસિયતને કેમ બેપર-વાઇથી સુધારી મેળવી તે સમજ્યા વગર બોલ્યે છીએ કે એની તો એમ "રડ રડ" કરવાની જન્મથીજ રીત છે. જાણે કુદરતે તે મોકલી આપી હોય! જ્યારે ખરૂં તો આ છે કે કેળવવાની રીતી પર એનો સઘળો આધાર રહેલો હોય છે. કવખતે તલબને તૃપ્ત કરવા ખાવું, જીવ ખુશ કરવા કાગડાને દોરીથી બાંધી લટકાવવો, કાંઇ મીઠું પીણું ગમ્યું એટલે શર-બતનું તમલર મેળવવું, એવી એવી ઘણી ચીજો માબાપો બાળકને કરવા દે, તો જાતી કાબુ જેવા એક ઉત્તમ સદગુણુની ખરી કિંમત તેઓને ખબર નથી એમ આપણુને જણાય. આપણી પોતાની લાગણીઓના રાજા બનવું, અને મનો

વિકાર પર પાદશાહી ચલાવવી, એ તો દુનિયાની પાદશાહી ચલાવવા કરતાં પણ વધુ છે, અને છતાં બચપણમાં એ ગુણ બાળકમાં રોપવા વિષે ઘણોજ થોડો વિચાર કરવામાં આવે છે. વળી સવાલ કરવામાં આવશે કે આટલાં સરખાં બુલકાંઓ શું જાતી કાબુની તાલીમ મેળવવાના હતાં? પણ આપણે એ વિષે એકાદ બે દાખલા તપાસીએ.

કોઇને ઘર આપણે જમવા જઇશું તો તે ઘરનાં બાળકો જમતી વેળા બધું પોતે પેહેલાં માગતાં સંભળાશે. બધાં સરસ વાણુંજ—બધું નકીજ માગતાં જણાશે. જ્યારે બીજે ઘર બાળકો ચુપચુપ બેઠેલાં નજરે પડશે અને કોઇ પણ ચીજ પોતા માટે માગશે નહિ. આ મોટા ફેરનુ કારણ આ નહિ તો બીજું શું કે પેહેલાં ઘરમાં બાળકો માગીને કે રડીને પોતાને મનગમતી ચીજ મેળવવાની આદત પાડી ચુકયાં છે, જ્યારે બીજા ઘરમાં તેવી ટેવ બચપણુથીજ પડવા દીધી નથી. નાના હોય ત્યારે તો તેઓને વિચાર શકિત થોડી, સારં માઠું સમજવાની શકિત થોડી અને ત્યારે તો માતપિતાએ તેની ધંગઢડા વગરની અને વારંવારની માગણીઓને તૃપ્ત ન કરતાં કચડી નાખવી જોઇએ.

બાળકની તલબની ખાસિયત બાબે આટલું વિવેચન કર્યા પછી હવે આપણે તેની બેહેનપણી 'આપખુદી' બાળક

સાથે શું સબંધ ધરાવે છે તેનો વિચાર કર્યે. હજી તો બાળક પુરૂં પાધરૂં બોલતાં શીખે તે અગાઉ તે પોતાનો આ ખવાસ જાહેર કરતું જાય છે; અને તે બે રીતે. એક તો આપણે કહી ગયાં તેમ પોતાની મરજી માફકનુંજ સઘળું બનતું જોવા ઇચ્છે છે અને બીજું એ કે સઘળી વસ્તુઓ પોતાનીજ કરી લેવાની તે વલણ દેખાડે છે. માણસાઇ જીંદગીના હજારો બલકે લાખો કાવાદાવા, ખુનરેજી, લડાઈ લૂટાણું, કિનો કપટ, લોભ લાલચ એ સર્વનું મૂળ આ આપખુદી ચલાવવાનો પ્યાર હોય છે. એક વારના પ્યારા ભાઇ ભાઇઓ વચ્ચેની લડતનું કારણ સોધીશું .તો તે એક કે બીજાંનો આપખુદી કરવાનો ખવાસ. એક વ્હાલી માવતર તરફ એક દાનેશમંદ દીકરાની નાતાબેદારીનાં ઉંદાણમાં નજર નાખીશું તો તેનો આપખુદ થવાનો ખવાસ. બે મિત્રો વચ્ચેની દોસ્તીનાં ભંગાણપર વિચાર કરીશું તો કારણમાં મરજીનો ફાંટો અને આપખુદ ખવાસ. એક બીજાંને ખાલેસ પ્યારથી ચાહતાં ધણી ધણીઆણીના કજીયાના મૂળમાં એક યા બીજાંનો કે બંનેનો આપખુદી કરવાનો ખવાસ ! અને એમ કયાં તક બોલીશું ? ન્યાત ન્યાત વચ્ચે, જાત જાત વચ્ચે, દેશો દેશ વચ્ચે, જુદા જુદા ધર્મ પાળનારાઓ વચ્ચે, જુદાં જુદાં રાજ્યો વચ્ચે આ ખવાસ સિવાય બીજું કોણ આ દુનિયામાં દુશ્મનાઇ

ફેળાવે છે ? કજીયો કરાવે છે ? ભાઇબંધીને તોડે છે ? સુખને દુઃખમાં ફેરવે છે ?

વળી એજ ખાસિયત એક સાધારણ ચપળ આંખ કેવી રીતે દરેક ઇનસાનમાં મોઝુદ રહેલી જોય છે તે તો આટલાંથી જણાશે કે ઘણા પુરૂષોને આપણે એવા જોઇએ છીએ કે પુષ્કળ પૈસો હોવા છતાંએ અને પોતાનો ધંધો ધીકતો હોવા છતાંએ "પોતાનું પોતાનું" એવા વિચારથી દરેક ધંધામાં પડવા જાય છે—દરેક રીતે નાણું ઘસડવાની તાલમેલ કરે છે. ઘણી સ્ત્રીઓને પણ આ ખાસિયત હોય છે કે પોતા પાસ જાતજાતના રંગરંગના કપડાં હોવા છતાં જેવું કાંઇ નવું જોયું, પછી તે તે વેળા ખરીદવા યોગ્ય હોય કે ન હોય, તે હોરી લે છે. આપણામાં જે તલબની વલણ હોય છે કે અમુક ચીજોના માલેક આપણેજ બન્યે તે ખાસિયત આ રીતે રૂપ જાહેર કરે છે. તેજ પ્રમાણે બચ્ચાંને ગમે છે કે બીજાંની કાંઇ વસ્તુ કે રમકડાં કે કાંઇ ખાવાની જણસ તેઓને રમવા કે ખાવા જોઇતી હોય કે ન હોય, તે સર્વના તેઓ માલેક થાય. પણ રમકડાં અને બીસ્કીતપરથી વાત વધીને કેવી ગંભીર અસર ઉપજાવે છે તે આપણે ઉપર વાંચી ગયાં. તો શું એ વાતપર ધ્યાન આપતાં અને બાળકની એ વલણને કચડતાં માબાપને સંતોષ નહિ આવશે કે તેઓ

પોતાના બાળકો માટે એક સર્વથી ભલામાંભલી ફરજ બજા લાવે છે?

અને ત્યારે સવાલ ઉઠે છે કે બાળકની એ નુકસાનકારક વલણને કચડવા શું કરવું?

જ્યાં સુધી બાળક ખરૂં ખોટું સમજી શકે ત્યાં સુધી તો આજ ઉપાય રાખવો કે આપખુદી કરી રડીને કોઈ બીજાંની ચીજ પોતે લઇ લેવા માગે તો તેમ થવા દેવું નહિ. અને મુગે મોઢે જાણે તેના મનપર એમજ ઠસાવવું કે હરેક ચીજના જુદા જુદા માલેક હોય છે. પણ જ્યારે બચ્ચું બોલતાં સમજતાં શીખે ત્યારે તેને સમજાવવું કે હરેક કોઇ ચીજ વેચનારની વસ્તુ પર તેની પોતાની માલેકી ચાલે. બીસ્કીત વેચવાવાળો ગમે એવો આપણુ કરતાં ગરીબ હોય પણ તેની ચીજ પર તેનોજ હક હોય છે; આપણાથી તેની વસ્તુને ગમે તેમ હાથ લગાડી શકાતો નથી તે તેને સમજાવવું.

એક પોલીસનો સીપાઇ રસ્તામાં એક અમીરની ગાડી પણ ગરજ પડવે કેમ ઉભી રાખી શકે અને પોતે તેનો નોકર છતાં ચોકસ બાબતમાં પોતાની હકુમત કેમ વાપડી શકે તે ખુદ એ દાખલાથી સમજાવી શકાય.

વળી રબરનો દડો થોડોવાર રમવા આપી પાછો

ઉંચો કરવો, અને કુતરાનું ચિત્ર હમેશ માટે બાળકને આપી દઇ તેની પોતાની મીલકત તે શું, અને તેને થોડા વાર જે આપવામાં આવે તે કાંઇ હમેશની મીલકત ન કહેવાય તેનો ખ્યાલ આપવો.

વળી આ મીલકત અને માલેકની વાત બાળકને શીખવતાં તેનામાં "આ મારૂં" અને "આ તારૂં" એવા વિચારો ઘર ન કરે એટલા માટે બાળકોને એકઠાં કરી જેઓ પોતાની વસ્તુઓથી ઇનામને ખાતર નહિ પણ ખરી સેહેલાઇથી અને ખુશીથી છુટાં પડી શકે તેઓને ખુદ માતાએ શાબાશી આપવી, અને બીજાં જોનાર પાસે શાબાશી અપાવવી, અને જાણે બાળકને એમજ સમજાવવું કે આપેલી વસ્તુના કરતાં જે ઘણી સરસ ચીજ તેણે મેળવી છે તે પોતાની વસ્તુ બીજાને ખુશીથી આપી દેવાની તેણે અખત્યાર કરેલી ટેવ છે.



## બાળકમાં ખાસ પાડવી જોઇતી ટેવ.

## નિયમ—ઑારડર.

"Oh teach your child that order's law is ever truly kind,
And will his life to Music set.
While those who these same low forget,
No rhythmic sweetness find."

કુદરત તરફ નજર કરતાં પેહેલે તડાકે જે કાયદો સઘળે વ્યાપી રહેલો આપણને માલમ પડે છે તે નિયમ છે. ખૂબસુરત કુદરતની સુંદરતાનું ખુદ કારણ અને તેની કરામતની મુખ્ય કળા આ સઘળે એક સરખી રીતે કામ કરતા કાયદાને આભારી છે. ખડી કર્યે આપણી નજર સનમુખ એક એવી દુનિયા કે જ્યાંના આકાશી ગોળાઓ માહે કે દરિયા અને ડુંગરો માહે, ચરંદા પરંદા અને જાનવરો માહે કાયદા જેવું કશું હોયજ નહિ તો આપણી નજર સનમુખ કુદરતની ખૂબસુરતી જેવીને તેવીજ છતાં કેવી આંખને અકારી લાગે?

એક ઘર કે જ્યાં દરેક ચીજ ગમે એવી કિંમતી છતાં વેરવિખેર પડેલી હોય ત્યાં, કે થોડી પણ વ્યવસ્થાથી ગોઠવાયલી ચીજોવાળા ઓરડામાં આપણી આંખને ચોંટી રહેવા ગમશે? એટલુંજ નહિ પણ આપણને સુખદાયક અને ખુશ

ગોઠવણી રાખવામાં વ્યવસ્થા અને નિયમ એક અગત્યનો ભાગ બજાવે છે એ પણ જાણીતી વાત છે, તો તે માટે બચપણુ-થીજ બાળકને ટેવ પાડવી જોઇએ છે.

જો એક ઘરમાં દાખલ થતાં ખુરશી વાંકી પડેલી, કબાટનું બારણું ઉઘાડું રહી ગયલું, ખાણાંમાંથી કપ-ડાંનો એક છેડો બાહેર નીકળી આવેલો, જમીન પર કાંઇ રદી કાગળના ટુકડા પડેલા એ વિગેરે આપણી નજરે પડે તો એક ઝટાકે આપણી મરજી ઉપરાંત તે ઘરની ધણીઆણી વિષે આપણે કેવો હલકો વિચાર બાંધીશું ? તેમ કરતાં ઘડીભર આપણને વિચાર આવશે કે તે હાલની ઘરની શેઠાણીના કરતાં તેણીની માતાનો એ બાબે વધુ કસુર હોવો જોઇએ. કારણકે બચપણમાં જે લઢણ પડી ગઇ હોય તે મોટપણમાં ફેરવાતી નથી.

એવી ટેવ બાળકને પાડવા માટે માતાએ તેના રમકડાં જગે મૂકાવવાં; કપડાં કાઢે તો તેને જગેજ વાખાતાં કરાવવાં, બંને બુટો સરખાં સાથે મૂકાવવાં; ચોપડી વાંચી રહે તો જગેજ ઉંચી કરાવવી. એ વિગેરે નાની નાની ચીજોનાં મોટાં મોટાં પરિણામોની યાદ હમેશાં મનમાં રાખી માતા દરેક ચીજો તેનાં ઠેકાણાપર બાળક પાસે રખાવે તો ભવિષ્ય માટે એક ઘણી સરસ ટેવ તેણીએ બાળકમાં પાડેલી લેખી શકાય.

આજે આપણે ઘણી વાર જોઇએ છીએ કે બાળક બાગમાં રમવા ઉતર્યું તો ત્યાં પણ એક રમકડું પડેલુંજ હશે. પાસેના ઘરમાં ગયું તો ત્યાં પોતાની એકાદ ઘઘાણી મૂકી આવશે. જમવાનાં ઓરડામાં રમવા બેઠું તો ત્યાં પોતાની કાંઇ વસ્તુ નાખી આવશે. આમ બાળકની વેરવિખેર અહીં તહીં પડેલી ચીજોથી તેની મુગી હાજરી સઘળે ઠેકાણે વ્યાપી રહેલી જોવાનો દેખાવ, માતાને ગીલગીલ્યાં છૂટાવનારો ભલે હોય, પણ આ રીતથી જીંદગીના છેડા તુલીક તે દરેક ચીજ કાયદા વગરજ કરશે. જો બાળક પોતાના રમકડાં કે બીજી હરેક કાંઇ વસ્તુ તેને જગે મેલવાના અખાડા કર્યા કરે તો તેની શિક્ષા દાખલ બીજી વાર રમકડા આપવાંજ નહિ. અને તેને જણાવવું કે રમકડાં ઉંચા મેલવાનું કામ નોકરનું નથી પણ તેનુંજ છે. બીજી વાર રમકડાં ન મળવાના વિચારથી જરૂર બાળક હાથે ઉંચાં કરતાં શીખશે.

વળી બાળકને દરેક ચીજ જગ્યાએ મૂકતાં શીખવવા ઉપરાંત કઇ ચીજની કઇ જગ્યા તે પણ તેની પાસે શોધી કઢાવવું જોઇએ. બાગમાંથી થોડાં સફેત અને લાલ ફુલો બાળક લઇ આવ્યું તેની જગ્યા ફુલાવરવાઝ છે તે તો ખરૂં, પણ કયા ફુલાવરવાઝમાં ક્યાં ફુલો શોભશે તેની પણ તેની પાસે તપાસ કરાવવી જેથી તે દરેક ચીજ શુદ્ધતા-ભરેલી રીતે કરી શકશે.

ઘડિયાલ સાથની રમત, તેની ટીકટીકનો એક સરખો અવાજ, તેના પેંડ્યુલમની એક સરખી ગતિ, તેના ટકોરાની એક સરખી ટીંગટીંગ, એ ચીજો ઘડિયાલપરથી બાળકને શીખવી નિયમિતપણાંનો ખ્યાલ આપી શકાય. વળી વ્યવસ્થા અને નિયમ આપણું કામ કેટલું સેહેલ કરે છે તેનો ખ્યાલ બાળકને આપવા માટે બાળકને દાખલાથી સમજાવવું. ટપાળ-ખાતાંનો સિપાઈ જો ટપાલમાંથી વહેંચવાના કાગલોના કામમાં કાયદા જેવું નહિ રાખે, પેહેલાં કાગલો શોધી નહિ કાઢે, એક પછી એક બરાબર ન ગોઠવે તો અંહી તહી ઘણા ફેરા તેને ખાવા પડે અને છતાં કાગળ મેળવનારાંને કશો સંતોષ તે આપી ન શકે તે લંબાણુથી સમજાવવું.

કુદરતી રીતેજ આપણને તેમજ બાળકોને કાયદો, નિયમ, વ્યવસ્થા માપ અને ગણત્રી પસંદ પડે છે, તે તરફ આપણી કુદરતી વલણ છે. દાખલા તરીકે કવિતામાં માપ, ગીતોમાં તાલ, સિપાહોના પગલામાં અને અને ખલાસીઓના હલેસા મારવામાં એક સરખો વખત, વાજીંત્ર વજાડવામાં વખતની એક સરખી ગણત્રી એ વિગેરે આપણને જેટલું કુદરતી તેટલું મનપસંદ લાગેછે. આ પરથી સમજવું કે બાળકમાં પણ તે વલણ બચપણથીજ હોયછે. તેને જાગૃત કરવાનુ કામ આપણું છે. તેમ કરવા માટે સૂર-તાળ

વાળી હિલચાલ સાથની રમતો કે જેમાં એક સરખાં પગલાં ભરવાનાં હોય, કે એક સરખી રીતે ચાલવાનું હોય, તે બાળકને રમાડવી. એવી ઘણીએક ઇંગ્રેજી રમતો પડેલી છે જેને માટે માતા ચાહે તો ખાસ ચોપડીઓ મેળવી શકે.

જેમ ચીજ અને જગ્યા તેમ કામ અને વખતમાં પણ કાયદા જેવું કાંઈ જોઇએ. બાળકને વખતસર ઉઠાડવું, વખતસર સુવાડવું, વખતસર ખવાડવું, એ જરૂરનું છે. વળી એવા દાખલા આપવા કે જેમાં નિયમિતપણાં વગર કામ થઇ શકેજ નહિ. આગગાડી લ્યો. જો નિયમ જેવું ન હોય તો રોજનું આટલી સવળતાથી થતું એ રેલવેનું કામ પાર ઉતરે નહિ, એવા દાખલાની લંબાણ સમજ માતાએ બાળકને આપવી. એ ઉપરાંત તે સમજનું થતું જાય તેમ તેને દેખાડવું કે તેનાં ઉમ્મરે પુગેલાં માબાપ પણ પોતે દરેક નાનાં કામમાં નિયમીત રહેછે. પણ જ્યારે નાસ્તો લેવા બાવાજી વખતસર ન આવે ને ભૂખ્યાં થઇ રહેલાં બાળકોને તેવણને લીધે ખોટી થવું પડે, અથવા બપોરે માતાજી પોતાનો ઘરખર્ચનો હિસાબ કરવામાં રોકાઇ ગયાં હોય અને બાળકોને ખોટી કરીને જમવાની મેજ પર આવે, તો પછી કોઇ દિવસ બાળક એમ કરે તેમાં અજાયબી છે ?

એક નિશાળમાં જેવો ઘંટ સંભળાય છે કે એક બાળકી હિસાબનાં એક બેજ આંકડા અધુરા હોય છે છતાં ઝટ સ્લેટ

મૂકી દેછે. એક બાળકી કવિતાની છેલ્લી લીટી બોલતી બોલતી દોડી જાયછે. એક છોકરી ગુંથવાના સૂઇઆ પરનો છેલ્લો તાંકોજ અધુરો મૂકી બેસી જાય છે. પોતાના શિક્ષક અને સાથીઓને તેણી માનથી જોય છે તેથી તેણી પોતાનું કામ પછવાડેથી પુરૂં કરે છે. જેમ નિશાળમાં તેમજ ઘરમાં પણ આમ બનવું જોઇએ છે. સૌ સૌના પોતાનાં કામ કરતાં ઘરનો અમુક કાયદો વધુ અગત્યનો છે એમ દરેક જણે જાણવું જોઇએ. ગોયા કોઇ મોટાં માણસની હાજરીથી સર્વ બીને ચાલે તેમ નિયમિતપણાંને અને કાયદાને માતપિતાએ માન આપવું જોઇએ કે જેથી બાળક જોતાં શીખે કે તે એક પવિત્ર ટેવ છે.

વળી એટલુંજ બસ નથી. બાળક જો અનિયમિત બને તો તેની સાથે અમુક રીતે કામ લેવું જોઇએ. કે જેથી તે બીજી-વાર નિયમિતપણાંને વધુ મનમાં રાખે. દાખલા તરીકે આપણી છ સાત વરસની બેબી ફરવા જવા બરાબર પાંચ વાગતે તૈયાર ન થઇ અને માતાને ધારેલી ત્રેન ચુકવાનો સંભવ લાગ્યો. તેણી કલ્લાબુમ પાડી એક હાથે મોજું અને બીજે હાથે કુરતું પેહે-રાવવા દોડાદોડ કરશે અને ઉતાવળમાં તે બાળકીને તૈયાર કરી પોતા સાથે લઇ જશે. આવી રીતથી તે છોકરી કદી પણ નિયમિત બનશે નહિ અને જેવી તૈયાર થઇને ફરવા ગઈ કે ખુશખુશાલ માતાની ચીઢ ભૂલી જશે. એમ ન કરતાં

જો આપણી ચેતવણી પછી પણ બુચી તૈયાર ન થાય તો તેણીને ઘરમાં મેલી વખતસર ફરવા ચાલી જઇએ, અને તેણી રડે તેની ચિંતા ન રાખ્યે, તો જરૂર બીજી વેળા તેણી નિયમિત બનશે. ઘરમાં બીજું કોઇ ન હોય અને એકલી બાળકીને મેલી જવાય એમ ન બનતું હોય તો બાળકી અનિયમીત થઇ એવું કારણ દર્શાવી માતાએ ઘરમાં રહેવું અને પોતાના કામમાં ગુંથાવું. આ શિક્ષા અનિયમિતપણાંની કુદરતી શિક્ષા છે અને એવી રીતોથીજ બાળકોને નિયમીત બનાવવાં જરૂરનાં છે.



# સુઘડાઈ.

બાળકોને ધુળમાં રમવાનો અને રગડોળાવાનો શોખ કેટલો બધો હોય છે તે તો જાણીતી વાત છે. ઘણાંખરાં બાળકો પેલા નાના ફ્રેંચ પ્રિન્સના જેવાં છે. તેની સાલગિરી ઉપર તેને સુંદરમાં સુંદર રમકડાંની ભેટ મળી તે સર્વને બાજુએ મેલીને તે નાનકડા રાજાજીએ ગટરની ખોરદુમાં રમતા એક ગરીબ છોકરા સાથે કાદવમાં રમવાની હઠ લીધી. પણ આ વાત ભૂલી જવી જોઇતી નથી કે અસ્વચ્છતા હમેશાં ગુનાહ તરફ માણસને દોરવે છે, કે જ્યારે સફાઇ અને સુઘડાઇ દુર્ગુણને દૂર રાખવામાં કેટલેક દરજ્જે ફત્તેહમંદ ઉતરે છે. આ સિધ્ધાંતને હરબરટ સ્પેનસર પણ ટેકો આપે છે—

"Dirt is generally accompanied by an inclination towards crime."

એટલા માટે સદગુણની ખીળવણીમાં સુઘડાઇની જાળવણી પણ કાંઇક ભાગ બજાવે છે છતાં એ વિષે માબાપોની બેદરકારી કેટલી બધી જણીતી છે!

કેટલાંક નાનાં બાળકોને હાથમાં લેતાં તેઓ ચોક્કસ વાસને લીધે અણુગમતાં થઇ પડે છે.

કેટલીક બાળકીઓના બાલ પર નજર ફેંકતાં જણાઇ આવેછે કે માથાં પર પાણી પડયાને આઠ દિવસ ત્રણ ચાર

વાર પુરા થઇ ગયા છે. ઘણા બુચાજીઓનાં નખ મેલથી ધોળાંને બદલે કાળાં થયલા દેખાય છે. ઘણાં બાળકો બિચારાં પોતાના દાંત વિષેની લગાર પણ સમજણ મેળવે તે અગાઉ તેઓને તપખીરિયા રંગના થયલા જોય છે. કેટલાંક બાળકોનું મોં વાત કરતાં વાસ આવતું જણાય છે. થોડીક માતાઓ બાળકોને મેલા રૂમાલ પર ખુશ્બો છાંટી આપે છે કે રૂમાલ મેલો છે પણ હમણાં રૂમાલની ઘટ છે તેટલાં ચલાવી લઇએ. એજ પ્રમાણે ટોપી તથા બીજાં કપડાંની હાલત સમજવી. પોતાનાં બાળકોને ખૂબસુરત બનાવવાની હોંશ તો લગભગ દરેક માતા ધરાવતી હશે, તો કાં નહિ તેણી વિચાર કરી શકતી કે ચામડીની શોભા પર ચેહેરાની શોભાનો મોટો આધાર રહે છે, અને ચામડીની શોભા સુઘડાઈથીજ જળવાય છે યા વધે છે?

કેહેલા દાંતથી પણ બદહજમી થાય છે માટે દાંતની શોભાને ખાતર નહિ તો બાળકની તબિયેતને ખાતર માબાપે બાળકના દાંત વિષે સંભાળ રાખીને તેને બચપણથી દાતની સંભાળ લેતાં શીખવવું જોઇએ છે. સવારે દાતણ કરવા ઉપરાંત જમી રહીને યા સ્હેજ બી મીઠાશ ખાધા પછી દાંતને પાછા સાફ કરવાની અગત્ય છે એમ બિચારાં અજ્ઞાન બાળકો જાણતાં નથી. કેટલાં કેટલાં નાનાં બચ્ચાં મોઢ માં કોહેલી, દુઃખ દેતી દાઢ લઇને ફરે છે! કેટલાં બિચારાં

પીળા વાંકા થઇ ગયલા દાંત ધરાવે છે। પુરતી સમજણમાં આવ્યા પછી તેઓ દાંતની ગમે એવી સંભાળ લે તો શું? તે બિચારાંને વરસો સુધીનું કે જન્મ સુધીનું દાંતનું દુઃખ સોસવું પડે છે.

સુંઘવાની શકિત માણસને ગોયા અસ્વચ્છ અને નુકસાનકારક ચીજોની ચેતવણી આપવા બક્ષવામાં આવી છે. પણ આપણે ઘણા માણસોને તેનો પુરતો ઉપયોગ કરતાં જોતાં નથી, અને જાણે તેઓને નાક વગરજ ફરતાં જોઇએ છીએ। જેમ છતી આંખે આંધળાં અને છતે કાને બેહેરાં આપણામાં ઘણા મોટે ભાગે હોય છે તેમ છતે નાકે ગોયા નાક વગર ફરનારાંઓ પણ નજરે પડે છે. જેમ અવલોકણશકિતને કેળવણી ન મળવાથી આપણામાંથી ઘણાજ થોડાં માણસોને બરાબર જોતાં આવડે છે તેવીજ રીતે સુંઘવાની શકિતને ન ખીળવ્યાથી તે ગોયા સુન મારી જાય છે, અને આપણા પોતાના રક્ષણ અર્થે બક્ષવામાં આવેલી શકિતનો આપણે પુરતો લાભ મેળવી શકતાં નથી. બાળપણથીજ આ શકિતને કેળવવાની કેટલી બધી અગત્ય છે? અને છતાં જ્યારે ગંદકી-ભરેલી, અસ્વચ્છ વસ્તુઓ વચ્ચે ઉછરેલા અને આ શકિત ગુમાવી બેઠેલા નોકરોને બાળકો સોંપવામાં આવે, ત્યારે ક્યાંથી તેવાં માણસો બાળકોને સંપૂર્ણ રીતે સુઘડાઇ શીખવી શકે?

આપણે જોઇએ છીએ કે આપણને બાળકના કપડાંનો કે હાથનો કાંઇ વાસ આવે છે અને આપણે તે વિષે નોકરને કહીએ છીએ તો તેઓ તે વાત કબુલ કરતાં નથી. એમ નહિ કે તેઓ ખોટી જીદ કરે છે કે પોતાનો વાંક કબુલ કરતાં શરમાય છે પણ તેઓની આ સુંઘવાની શકિત સુન મારી ગયલી હોવાથી તેઓને ખરેખર વાસ આવતોજ નથી. આમ બને છે તે પસંદ કરવાજોગ નથી. કારણકે આપણને તો બાળકોને ખુદ નાનપણથીજ ગલીચી માટેની સુગ ઉત્તપન્ન કરવા, અને તેની ખરાબ અસરથી પોતાનું રક્ષણ કરવા શીખવવું જોઇએ છે. વળી ગીચ લત્તા પરની અને દરિયા આગળની, શેહેરની અને ગામડાંની હવા વચ્ચે રહેલા ફેરની પણ તેને પરિક્ષા થવા દેવી.

વળી આ બી એક ઓરજ વાત છે કે ઘણાંખરાં બાળકો નાહતી વેળા કે કપડાં બદલતી વેળા કિકિયારી પાડે છે. દાતણ કરવા તરફ એટલો અણગમો ધરાવે છે, કે દાતણ કરવું પડતું હોવાથી પોતાના જીવ પર મોટી જંજાળ પડેલી સમજે છે. એવાં બી બાળકો હોય છે કે જેઓ રોજ અને રોજ એક અને એક રીતની શરીરની જતન લેતાં ઉદાસ બની જાય છે. લાંબા બાલ હોળવાનું કામ છેક ઉમ્મરે પુગેલી છોકરીઓને પણ કેટલીક વાર એટલું કંટાળાભરેલું લાગે છે કે તેઓ તેને જીદંગીનો એક

કચવાટ સમજે છે. આવી વેળાએ જે થતું જોઇએ છે તે માતા તરફની મદદ છે. ધમકી અને શરમથી જે ફાયદો થશે તેન કરતાં થોડી મદદ અને સિફતથી વધુ થશે. શું એમ ન થઇ શકે કે તે વેળા કોઈ બીજાં મોટાં માણુસ સાથ તે બાળક કે બાળકી ખુશ વાત કરી પોતાનું કામ કરે?

કોઇ કહેશે કે આમ કરવાની ગરજજ શું છે? પણ ગરજ ફકત આટલીજ, કે જો બાળપણમાં શરીરની સુઘડાઇ જાળવવા બાબે અણગમો પેદા થયો તો પછી મોટપણમાં પણ તેવોજ અણગમો રહી જશે. તેથી ઉલટું જો બચપણમાં આ ચીજો ખુશીથી કરવાની ટેવ પડી હશે તો તેથી દિલ સ્વચ્છ રાખવાનું કામ એક પવિત્ર ફરજ દાખલજ નહિ પણ એક સુખનાં સાંધન તરીકે સમજીને બાળકો ખુશીથી કરશે.

હવે ત્યારે થોડીક શરૂઆતની આ અગત્યની ટેવોની સમજણ મેળવીને આપણે ખુદ સદગુણોની ખીળવણી પર આવ્યે.



# જાતી વિશ્વાસ—જાતી માન.

ફ્રોબેલના બાળ કેળવણીના તરેહવાર વિચિત્ર વિચારોના ઉદાહરણમાં જે એક સાધારણ સુતરો કાનુન આપણે જોઇ શકીએ છીએ તે બાળકમાં જાતી કોશેશ, જાતી બળ, જાતી વિશ્વાસ, જાતી માન લાવવાની તેની ફીલસુફી છે.

એક નાનકડું બાળક પોતે જાતે આપણને કેટલું બધું પર-આધાર લાગે છે! આપણ ઉમ્મરે પુગેલાંઓની દયા માયા પર પડેલું અજ્ઞાન, અંજાણ પશુ! અને છતાં જો કોઇ બી ભલો સદ્‌ગુણ બાળકને પેહલે શીખવવો કુદરતી થઇ પડતો હોય તો તે સ્વવિશ્વાસ અને સ્વમાન છે.

જાતી વિશ્વાસ બાળકમાં જાતી માન લાવશે. અને એક વાર જો બાળક પોતામાં રહેલાં અંતકરણને માન આપતાં શીખ્યું, તો પછી પોતે ભલું છે અને બીજાથી માન પામવા લાયક તત્વ ધરાવે છે, એ વિચારજ તેને સદા સદ્‌ગુણ તરફ ઢળતું રાખશે. સ્વમાનની લાગણી દિલમાં હોવાથી દુનિયાના જે ભાગમાં તે રસ્તો લેશે, જીંદગીના જે પણ તબક્કા ઉપર દિવસો ગુજારશે, સુખ દુઃખના જે રસ્તાઓપરથી પસાર થશે, તે સઘળી વેળા—એકલું કે સાથે—કોઇ બી રવેસમાં તે પોતા માટે ગોયા એક ગુરૂ; એક ખોદા—હેયાત અને હાજર ઉભો

કીધેલો જોશે અને જેની હાજરી તેને દુર્ગુણથી દૂર રાખવામાં મદદ કરશે.

તેના સુખનું મૂળ તે પોતે છે એમ તે આથી જોતાં શીખશે. બેહસ્ત અને દોજખ તેનું પોતાનું મન છે એ ઉમદા ફીલસુફીની શરૂઆતનો કાંઇક ભાસ તે મેળવશે, કે જેમ થવું અતિ જરૂરનું છે.

માટે હવે સ્વમાનની લાગણી બાળકમાં ખીળવવી અને જાળવવી એમ કેહવાની વધુ જરૂર રહી નથી. એ લાગણીને ઉધારવા ઉછેરવા માટે કરવું એ કે તેનામાં રહેલી શરમને વારંવારની ધમકી કે મારની શિક્ષાથી કચડવી નહિ. આંટ આબરૂ ખોવા માટે તેનામાં બીક પેદા કરવી. વળી બનતાં સુધી એવી તદબીર કરવી કે તે પોતેજ પોતાથી થયલાં ખોટાં કામથી લજવાય. પોતાનાં મનમાં સમજે કે એક માણસ તરીકે નહિ પણ જનાવર તરીકે તેનાથી ખોટું કામ થઇ ગયું છે. ઝુરાબંધ સોટીના ચચડાટ કરતાં, ગુસ્સાભરી ધમકી કરતાં, બીજા તરફના અપમાન કરતાં આ કુદરતી શરમની પશેમાની વધુ કારગટ અસર કરશે. મગર એ વિષે શિક્ષાના પ્રકરણમાં પુરતું બોલાયું છે એટલે અત્રે લંબાણ કરવાની જરૂર નથી. ટુંકમાં એટલુંજ કે બાળકને નાનપણથી માનવીનું મહત્વ સમજાવવાનું છે. આપણે હલકાં

થવા માગ્યે તો હેવાનની હાલત પર ઉતરી પડતાં કાંઇ વાર નહિ લાગે, પણ જો ચાહીએ તો આપણે ફરેસ્તાની ખસલતને કેમ પોંહોંચી વળ્યે, તેનો રોજના બનતા બનાવોના દાખલા પકડી-ને અને માણસ અને હેવાનની સરખામણી કરીને કુમળાં મગજ ઉપર શરૂઆતથીજ છાપ પાડવો જોઇયે, અને તે ઉપર ઠસાવવું જોઇયે કે બાહેરની વાખવાખી કે તાણાજાણી જે છે વે અંતરના સંતોષ કે અંતરના બોકાતા સુખઆ આગળ કુચ્છ બિસાદમાં નથી. એમ થવાથી જુઠું બોલવાની લાલચ થતાં, અદેખાઇના અંશને નમી જતાં કે એવી કોઇ નબળાઇને આધિન થતાં સ્વમાનની લાગણી તેની પાસે અફસોસ કરાવશે કે અરે શું હું એટલો હિચકારો છું કે જુઠાઇમાં આશરો શોધવા પડું છું? અરે શું હું કુતરાં બિલાડાંની અવસ્થામાં ઉતરી પડયો છું કે પેલાને જરા જાસ્તી ખાવાપીવાનું મળ્યું કે સુંદર લુગડાં મળ્યાં કે પપાની શાબાશી મળી તેથી મારા અંતકરણમાં આગન બળે છે? દર વખતે જો એમ તે પોતાની ઇનસાનિયતને વહાલી અને કિંમતી ગણે તો થોડાં વરસમાં તેનામાં સ્વમાનનો સદગુણ એવી સરસ રીતે ખીળી નિકળે કે ભવિષ્યની જીંદગીમાં સર્વે દુર્ગુણોના હુમલા સામે તે એક પોલાદી બખતર સમાન તેને કામ લાગે. ત્યારે એ સ્વમાનની લાગણી કેમ ખીળવવી? જાતી વિશ્વાસની લાગણી

ખીળવીને અને જાળવીને. ત્યારે જાતી વિશ્વાસ કેમ ખીળવવો? જાતી બળ ઉત્તપન્ન કરીને. અને જાતી બળ બાળકમાં કેમ લાવીશું? જાતી કોશેશ કરવાની ટેવ પાડીને.

બાળક જનમ્યું તે સાથે તેની શારીરિક અને મનની શકિતઓ ગતિમાં આવે છે. ચાર પાંચ કે છ સાત માસનું થતાં આમથી તેમ કોર વાળવાની કે આગળ પાછળ હટવાની તે કોશેશ કરતું જણાય છે. મોં કુમળાવીને કે ખિજવાઇને પણ તે પોતાની કોશેશ કરતું રહે છે. તેની કોશેશમાં નડતળ સમાન થઇ પડનારી ચીજને દૂર કરવી એજ આપણું સામાનું કામ હોવું જોઇએ, દાખલા તરીકે બાળક જો ચતું પડેલું ઉંધું થવા માગતું હોય તો ઝટ દઇને ઉંચકીને તેને ફેરવવું નહિ.

વળી જ્યારે તે ચાલવાની કોશેશ કરે, પોતાનું એકાદ રમકડું લાવવા એક ઠેકાણે દોડે તો અલબતાં તેને ચાલવામાં હાથનો ટેકો આપી મદદ કરવી અને નહિ કે દોડતાં કે ઉડીને તેને જોઇતું રમકડું લાવી આપવું.

દાદર બાળકને ચઢવો છે, તો નહિ કે તેને ઉંચકી લઇ જવું—એકેક પગથીયું મદદ આપીને તેનીજ પાસે પુરૂં કરાવવું.

તે કાંઇ બોલવાની કોશેશ કરતું હોય તો તેને એકદમ

ન આવડતો શબ્દ કે વાક્ય કહી દેવો નહિ પણ થોડો ઘણો ઇસારો કરીને તેનીજ પાસે બોલાવવો.

તે એક પાનાનો મેહલ બનાવવા જતું હોય અને તે તેનાથી બની ન શકે તો તુરત આપણે આગળ જઇને આખો મેહલ ઉભો કરી આપવો નહિ પણ થોડી ઘણી મદદ કરીને તેનીજ પાસે બંધાવવો.

તેને સ્લેટપર કાંઇ ચિત્રો દોરાવવા ગમતાં હોય તો તે તુરત દોરી આપવાને બદલે તેનીજ કલમને કસવાને તેને ઉત્તેજન આપવું.

કાંઇ રમતની વસ્તુ ભાંગી ગઇ તો તેને તુરતાતુરત સાંધી આપવાને બદલે તેનેજ ઘટતો રસ્તો દેખાડી તેના હાથેજ તે આખી કરાવવી. આ રીતોથી તેનામાં સ્વવિશ્વાસ અને સ્વતંત્રતાનો ગુણ ખીળતો થશે. વળી તેને અમુક દુઃખ ખમવા—દાખલા તરીકે આંગળું કપાઇ જવાથી થયલો ચચડાત ખમવા, કે પોતાની એકાદ વસ્તુ ભાંગી જવાનું દુઃખ ખમવા તેને શીખવવું. હસવા બોલવામાં તેને કોઇ કાંઇ નઠારૂં વિષેશણ લગાડે તો તે સાંખી જતાં તેને આવડવું જોઇએ. એવી રીતે જ્યારે તેનામાં જાતી કાણુ આવશે ત્યારે જાતી વિશ્વાસ રાખતાં બાળક શીખશે. અને સેવટે પોતા માટે તેના મનમાં માન રહેશે; તે ચોકસ

વર્તણુક માટેજ પોતાને પેદા પડેલું સમજશે. ચોકસ શબ્દોજ તેની જબાનને લાયક છે એમ તે જોતાં શીખશે, ચોકસ કામોજ કરવાને તે સરજાયલું છે એમ તે વિચારી શકશે, અને ટુંકમાં પોતે પોતાનો ગુરૂ બનીને પોતાને ચોકસ ઉંચાઈએથી ગબડી પડતાં બચાવશે.



# બીજાં તરફનું માન.

## સાલેસાઇ-ભકિતભાવ.

એક ગ્રીક કથા એવી છે કે આરગસ શેહેરમાં હીરા નામની મૂર્તિનું એક દેહરૂં હતું. તે દેહરાંની સ્ત્રી પુંજારીને એક દિવસ ત્યાં હાજર રહેવું હતું અને હંમેશની બળદની ગાડીમાં ત્યાં જવાનો તેણીનો ઈરાદો હતો. પણ બળદો ઘણાં દૂરના ખેતરમાં રહી ગયા હતા. જેમ જેમ ક્રિયા માટેનો વખત નજદિક આવવા લાગ્યો તેમ તેમ તેણી મોડું થવા માટે બીવા લાગી. તેણીના બે દીકરાઓ કલીઓબીસ અને બીટને તેણીની મુસિબત જોઈને કહ્યું "માતાજી ફિકર ના કરો, બળદને બદલે આજે અમો તમુને દેહરાં ભણી ખેંચી લઇ જશું."

બધાજ માતાના દિકરાઓ કાંઇ કલીઓબીસ અને બીટન ન હશે પણ આટલું તો ખરૂં કે દરેકમાં બાળપણથી ચાહ અને માનની લાગણી હોય છે. વડાં તરફનું માન કે નાના તરફનું, કુદરત તરફનું કે ખુદા તરફનું, શારીરિક ખૂબસુરતી કે જોર માટેનું, મનની કે આત્માની ખૂબસુરતી માટેનું માન દરેક ઇનસાન બચપણથી ધરાવે છે.

ત્યારે એમ કેમ ? આજે તો પારસી છોકરા છોકરીઓ માબાપ કે વડાનું કહેલું કરતાં નથી, તેઓનું માન જાળવતાં નથી, પણ તુંદાઇ અને તોછડાઇથી તેઓ તેમજ બીજાંઓ

તરફ વર્તે છે એવો પુકાર આપણામાં ઉઠતો અને ઉઠતોજ રહ્યો છે તેનું કારણ શું ?

માનના ભૂખ્યાં તો બધાં હોય છે. બધાંનેજ તે કાંઈ મળે છે ? લાયકને મળે—નાલાયકને નહિ મળે. પણ સાધારણ માતપિતા ફર્યાદનો આજ પુકાર ઉઠાવે છે કે બાળકે તો પોતાના માતાપતાને માન આપવુંજ જોઇએ. તે નાનું ને બીજાં મોટાં—વળી લાયકાત કે બીનલાયકાતની તે શાની પિછાણ કરવા બેસે ?

હા, જો ફકત ઉમ્મરનેજ માન આપવાની લાગણી બાળકમાં હતે અને ડહાપણ કે હુશિયારી કે નીતિ કે સદ્‌ગુણને ચાહવાની કે માન આપવાની લાગણી આપણ મનુષ્યોમાં ન હતે, તો પછી બધાં છોકરાં માતપિતાને માન આપતે. પણ સવાલ કાંઇ ફકત ઉમ્મરનોજ નથી. બાળક જુદી જુદી માન આપવાની લાગણી ધરાવે છે. ઘણી વાર તે એક વાઘ કે ચિત્તાના જોર તરફ માનની લાગણીથી જુએ છે. ઘણી વાર તે પોતાના વર્ગના ગોઠીયાની પાઠ કરવાની હુશિયારીને માનથી જુએ છે. વળી ઘણી વાર તે પોતાની એકાદ દાયાની નમ્રતાભરેલી બોલવાની રીતને ચાહે છે અને માન આપે છે. એક આગગાડી પરનો ગાર્ડ જે ઝડપથી ગાડીમાં ચઢે છે અને ઉતરે છે તેની ઝડપને કોઇ બાળક માનથી જુએ છે. કોઇ બાળક એક સુંદર છબી

ઉતારનારના હુનર પર માનથી આક્રોન કરે છે. કોઇ સુંદર ફુલો અને રંગબેરંગી પક્ષિઓ, ગગડાત અને વિજળી વાદળ તરફ માનથી નજર ઉંચકે છે.

પણ જ્યારે એક બાળકને પોતાનાં માબાપમાં તેને મનથી ઉંચ, જોરાવર, ખુબસુરત, કળાવંતુ, મનહર કે દબદબાવાળું કશું ન દીસે ત્યારે તે માનની નજરથી તેઓ તરફ ન જુએ એ સંભવિત છે. આપણે ઉપર સમજી આવ્યાં તેમ, બાળકની માનની લાગણી કાંઇ મારથી કે ધમકીથી આવતી નથી. એક માતામાં કે પિતામાં જો કાંઇ પણ ભલું, ખૂબસુરત કે મિનોઇ હશે તો બાળક વગર માગવેનું માન તેઓને આપશે. ત્યારે સવાલ એ ઉઠે છે કે હાલના છોકરા છોકરીઓ માબાપને માન આપતાં નથી તેપરથી શું એમ ઠરે છે કે હાલનાં માબાપો માનને લાયકનાંજ નથી? તેમ તો નહિ. તે તો ચાલતું આવ્યું છે તેમ ચાલે છે. પણ સાધારણ રીતે જે એક ખામીથી બાળકમાં રહેલી માનની લાગણી આજે આપણા સંસારમાં કચડી નાખવામાં આવે છે તે એ છે કે બાળકો તરફ માતપિતા માનભરી લાગણીથી વર્તતાં નથી.

ફકત તે એક બાળક છે તેથી તેઓ વાત કરવામાં તેની ખિજ પાડશે, તેને જરા જરામાં હરકાટી કાઢશે. ફકત

તે એક બાળક છે એમ વિચારી તેના રાસ્ત બોલોને પણ હસી કાઢશે, તેની પૂછપરછને એકદમ બંધ કરી નાખશે. કારણ કે તે એક બાળક છે કરીને માતાપિતા તે નાના બુલકાંની એકાદ બે ખામી હશે તો જગ જાહેર કરશે, તેને નોકરોથી અપમાન મળશે,—પછી તે ગમે એવાં નાના પ્રમાણમાં હોય તો શું થયું—તો તે મુગે મોઢે યા હસીને ચલાવી લેશે. અલબતાં બાળકને બાળકનેજ લાયકનું માન ઘટારત છે પણ તેની મસ મોટી ગેરહાજરી આપણા સંસારમાં માલમ પડે છે.

વળી ઉમ્મરે પુગેલાં દીકરા દીકરીઓની સલાહ લઇ કામ કરવાનો રીવાજ, તેઓનાં મતને વજુદ આપવાની રીતી આજે આપણામાં સંસારમાંથી બાતલ છે અને તેજ બાળકની માનની લાગણીને કચડનારૂં એક કારણ થઇ પડે છે.

પણ હજી કયાં પૂરૂં થયું છે? આગળ તો ચાલો. માયજી બાવાજીને પસંદ તો છે કે તેમનો બુચો તેમની સાથે માનથી ચાલે. પણ તે જે દિવસથી પાળણામાં હિંચકા ખાતો આપણી માણસાઇ ભાષા સમજવાને કાન ઉંચા કરતો હતો તે દિવસથી આજની ઘડી લગી તે માતાને પિતાથી, યા પીતાને માતાથી કેવું માન પામતાં સાંભળે છે?

તેની માતા જો એકાદ ઘરરાખુ સ્ત્રી હશે અને બાહેરની દુનિયાની કશી વાકેફી ધરાવતી ન હશે તો વારંવાર પિતા તેણીને તેણી સાથની વાતમાં હસી કાઢશે, જવાબ વાળશે નાહ, યા વાળશે તો ચીડાઇ જશે. અણુાદી અને ગમારનાં વિશેષણો તેણીને લગાડશે. તેમજ પિતાનો સ્વભાવ ચીડાઉ હશે તો વારંવાર માતા તેવણુ વિષે વગર માનથી બીજાં આગળ વાત કરશે, જે સઘળો ઘરનો નાટક જોવાને આપણો નાનો મિત્ર તો હાજરજ હશે.

વળી આપણા નાના મિત્રના બપાવાજી જો ઘરમાં હશે તો તેવણુને પણ "ધાંખરાજી" કે "બુઢાજી" નું નામ આપવામાં આવે છે, તેવણુની વાતને "બકબક" કહેવામાં આવે છે, તેવણુની સારી સલ્લાહને "ડહાપણ ડોહલેલું" કહેવામાં આવે છે, એ સઘળું બાળક બચપણથી સાંભળતું આવશે, તો પછી જેવી ચાલથી પોતાના પિતાને તેવણુના પિતા સાથ તે વર્તતાં જોય તેવી ચાલ ચંદરોજમાં તે પોતાના પિતા તરફ દેખાડે, તો વાંક એક વાર નહિ પણ એક હજાર વાર પિતાનો પોતાનો ગણાવો જોઇએ. હયાં મને નિશાળમાં શીખેલી એક વાત યાદ આવે છે.

એક શખ્સનો એકજ દીકરો હતો જેને તે ઘણો ચાહતો હતો; પણ જયારે તે દીકરો મોટો થઇને કમાઇને ઘરબાર માંડી

રહયો ત્યારે પોતાના જૈફ પિતાની કશી દરકાર રાખી નહિ અને તેની કાકલુદીની પરવાહ કીધા વિના તેને ઘરની બાહેર કાઢવા બેઠો. અંતે તે જૈફ માણસ લાચાર થઇને પોતાના દીકરાનો દીકરો જે નાનો હતો તેને પોતાનાં બિછાનાં પરથી ચાદર લાવવા માટે કહ્યું કે જે લઇને રસ્તાની બાજુએ બેસીને તે ભીખ માગે. પેલાં બાળકે ચાદર લાવીને પોતાના જવાન પિતાને તેમાંથી બે સરખા ભાગ કરવાને કહ્યું. બાપે અચરત થઇ પૂછ્યું કે ચાદરના બે ટુકડા શાને માટે કરાવે છે ? પેલાં બાળકે જવાબ વાળ્યો "આજે તમે મોટા બાવાજીને ઘેરમાંથી કાઢી મેલો છો તેવણને એક કડકો આપું છું, અને જ્યારે હું મોટો ઘરબારવાળો થઇને તમને ઘરમાંથી કાઢી મૂકીશ ત્યારે આ બીજો કડકો ખપ લાગશે." માતપિતાઓ ત્યારે કાં ભૂલી જાઓ છો કે જે હાથે તમારાં બાળક પાસ તમે મોટા બાવાજીને ભીખ માગવા ચાદર અપાવશો તેજ હાથો મોટપણમાં તમને પણ તેવીજ ચાદરની નવાજેશ કરશે ?

તેમજ તમે જો ઇચ્છતાં હોવો કે તમારૂં બાળક કોઇ વડું આવે તો ઉઠીને જગ્યા આપે, દરેક સાથે સભ્યતાથી વાત કરે, બુઝરગ માણસના બોલવા તરફ હસવાને બદલે માનની નજરથી જુએ, તો તમો પેહેલાં તેમ કરો અને બાળકો

નકળ કરશે. સભ્યતા તમને વ્હાલી હશે તો બાળક પણ બચ-પણથી તે જોતું આવેલું હોવાથી તેને ચાહતાં શીખશે. જ્યારે રસ્તે રસ્તે રમતિયાળ છોકરાઓનું ટોળું એકાદ બુઢી ઓરત કે મરદની તરફ મજાક કરતું માલમ પડે, કોઇ એકાદ બુઢા મરદની ધીમી ચાલની ઠેકડી થવાનો ક્રુર અવાજ કાનપર પડતો હોય, કોઇની અશુદ્ધ બાપા તરફ બાળક હસતું દીસે, કોઇના કદરૂપા ચેહરા તરફ ટીકી ટીકીને જોતું માલમ પડે, તો તેવી વેળાએ તે બાળકમાં સાલેસાઇ નથી એમ વિચારવાને બદલે તેના માતપિતામાં ન હશે એમજ સામા માણસ વિચારે. કારણકે આજે ખુદ ઉમ્મરે પુગેલાં પણ આવી અસભ્યતા દેખાડવામાં ખોટું સમજતાં નથી. ફેર એટલો કે તેઓ જાહેર રીતે અસભ્ય બનતાં નથી અને બાળકો પુર છુટથી બને છે.

એવું ધારવામાં આવે છે કે ચીનાઇ પ્રજા બીજી કોઇ પણ પ્રજા કરતાં બુઝરગીને વધુ માન આપે છે. જેમ એક માણસ મોટો થતો જાય તેમ તેને માનને લાયકનો સમજવામાં આવે છે. એક વાત છે કે ફ્રેંચમેનને ત્યાં બે ચીનાઓ મુલાકાતે આવ્યા. તે વેળા તે ફ્રેંચમેને વધુ સરસ બેઠક બે માહેલા વડાને આપવાની સંભાળ રાખી. બીજી ત્રીજી વાત પછી એક ચીનાએ તે ફ્રેંચમેનની ઉમ્મર પૂછી. તે બોલ્યો કે "મને ૩૬ વરસ છે." પેલો ચીનો બોલ્યો કે તેણે તેની ઉમ્મર જે છે તેના

કરતાં બેવડી ધારવી જોઈએ. અલબતાં આમ બોલીને તે પેલા ફ્રેંચમેનને માન આપવા માગતો હતો, કારણકે ૩૬ બદલ ૭૨ વરસની ઉમ્મર પોતેજ માન અને શોભા છે એવું તેઓ ધારે છે. એ પ્રજામાં પોતાના માતપિતાને, આ પ્રમાણે બુઝરગીને માન આપતાં જોઇ બાળકો બચપણથી તેમ કરતાં શીખે છે. તેમ કરવાનું તેઓને ઘણું કુદરતી લાગે છે કારણકે પોતાના માતપિતાને ખુદ બચપણથી તેઓ બુઝરગીને માન આપતાં જોય છે. માટે બાળકને તુંદ થતાં અટકાવવા અને વડીલોને માન આપતાં કરવા માટે ( ૧ ) માબાપોએ પોતે બાળકોને માનની નજરથી જોવાં ( ૨ ) માબાપોએ પોતાની ભલી ચાલ અને રૂડી અક્કલથી તે માનને લાયકના થવું અને ( ૩ ) માતપિતાએ પોતપોતા વચ્ચે અને સામા સાથ માનથી વર્તી બાળકને દાખલો આપવો.

એ તો વડાંઓ તરફનાં માનની વાત થઇ.

શું ત્યારે બાળકમાં રહેલી માનની લાગણીનો રો ફકત વડાંઓ તરફજ વેહતો કરવો? ના, ખરી રીતે તો માન તે સર્વને કે જેનામાં કાંઇ બી માન આપવા લાયક હોય. અને તેવાં માનનો વિચાર કરતાં જે પેહલાં યાદ આવે છે તે કુદરત છે. કુદરતની ખુબી બાળક બચપણથી સમજે,

તેની કરામતનો ખ્યાલ મેળવે, તેની સુંદરતાની પિછાણ કરે તોજ તે ખુદા તરફ માનથી જોઇ શકે.

જીંદગીમાં ખુદા તરફના માન અને પ્યાર કરતાં બીજી કોઇબી ચીજ માણસને વધુ ભલું બનાવી શકતી નથી. તેવા પ્યારની રોપણી કરવા "ખુદા મોટો છે, દયાળુ છે, ડહાપણવાળો છે" એવી વાયજી બાળકો આગળ કરવાને બદલે જો તેઓને એકાદ ખેતરમાં લઇ જઇ, તેઓના હાથમાં એક બિયું મૂકી તેમાં છૂપી રહેલી કળા અને હુન્નરનો ભાસ થવા દીધો ય કે અતિ નાનાં હોય ત્યારે રંગબેરંગી ફુલોના બનાવનાર અણદીઠ માલીનો વિચાર એકાદ ગુલાબ કે ચંબેલીપરથી આપ્યો હોય, તો તેજ તેનું પવિત્ર આતશબેહરામ કહેવાશે, ત્યાંજ તે કુદરતને પિછાણી ખુદાને ચાહશે, અને ત્યાંજ તે જેટલું ભલું શીખી શકાય તેટલું શીખી શકશે. ખુદા તરફના ર માન તથા ભક્તિભાવ વગર, આ દુનિયાઈ વસ્તુઓ તરફનું તેનું માન અધુરૂં લેખાય માટે એવા ખુદાઇ પ્યારનાં બીયાં ખુદાની ફુલવાડી માહેલાં બીયાંની સાથે સાથેજ બાળકના અંતરમાં ઉગતાં થાય તો તે એક નહિ, પણ સર્વ સર્વ સદ્‌ગુણોના બીયાં વાવેલાં ગણાશે.



# નમનતાઇ—વિવેક.

૧૮૯૮ના સપટેમ્બર માસમાં હોલૅંદના લોકો ઘણાં ખુશીમાં આવી ગયાં હતાં કારણકે નાની પ્રિનસેસ વીલહેલમીનાને ૧૮ વરસ તે દિવસે પુરાં થયાં હતાં અને તેણીને તખતનશીન કરવાની ક્રિયા કરવામા આવી હતી. તે દિવસે જે નમ્રતા અને સાલેસાઇ તેણીએ રાણી થવાનો દબદબાભર્યો ઓધો મેળવતાં બતાવ્યાં હતાં તે ખરેજ વખાણવા યોગ્ય હતાં. આ તેણીની નમનતાઇ તેણીની માતાની તાલીમને કેટલી બધી આભારી હતી તે નીચલી વાર્તા ઉપરથી જણાશે.

એક વાર જ્યારે તેણી ચૌદ વરસની ઉમ્મરની હતી ત્યારે તેણીએ પોતાની માતાના ઓરડાનું બારણું ઉઘાડવાને માટે ઠોકયું.

"કોણ છે?" તેણીની માતાએ પૂછ્યું.

""હું હોલૅંદની રાણી." વીલહેલમીનાએ મોટા હુકમ કરતા અવાજે જવાબ વાળ્યો.

"ત્યારે તો તેણીથી અંદર આવી શકાશે નહિ."

તેણીએ જોઇ લીધું કે તેણીએ એક ભૂલ કીધી હતી. તુરત પોતાનો અવાજ ફેરવીને પ્રીનસેસ બોલી "મમા, એ તો હું તમારી હમેશની વ્હાલી દીકરી છું અને તમને કીસ આપવા આવી છું."

"ત્યારે હવે તુને ગમે તો તું મારા ઓરડામાં આવી શકશે" તે સમજુ માતાએ જવાબ વાળ્યો.

આપણને આ દાખલો નજીવો દીસશે પણ તેથી નમ્ર બનવાની કેટલીક મજબુત અસર તે પ્રીનસેસને થઇ હશે તે વિચારવું મુશ્કેલ નથી.

જ્યારે પોતાની માના પૂછવાના જવાબમાં તેણી બોલી કે "હું હોલૅંદની રાણી" ત્યારે તે તોરની અદાથી બોલાયલા શબ્દોથી તે ભવિષ્યની રાણી થનારની માતાના દિલમાં કદાચ- ખુશાલી વ્યાપી રહી હશે. કદાચને એમ તેણીને લાગ્યું હશે કે હસવામાં તેની દીકરી આમ જવાબ વાળતી હતી, કદાચને તેણીને એમ વિચાર આવ્યો હશે કે તેણીનું બોલવું થોડું પણ વાજબી હતું, પણ શું આવા કોઇ બી વિચારથી તેણીએ પોતાની દીકરીનો તેવો મગરૂર જવાબ ચાલવા દીધો? પોતાનો અણગમો ફકત એકાદ ગુસ્સાભર્યો વાકય કે શબ્દથી નહિ, પણ ખુદ કાંઇ કરીને—પોતાની દીકરીને પોતાના ઓરડામાં આવતી અટકાવીને—તેણીએ તેને સુધારવાની કોશેશ કીધી. આપણે તો ઘણી વાર આપણા સંસારમાં આ પ્રીનસેસના જેવા અપાયલા મગરૂર જાવબથી માતપિતાને ખુશી થતાં જોઇએ છીએ. કેટલાંક માબાપ આવા એકાદ જવાબને હસીને ચલાવી લેતાં દીઠામાં આવે છે. કેટલાંકો બાબતને

નજીવી ગણી આંખત્રીચામણા કરવાનું પસંદ કરે છે. જ્યારે ફરી અને ફરી તેઓ સઘળાંઓએ યાદ એટલુંજ રાખવાનું છે કે એક વાર અને બે વાર આવી નજીવી બાબતોમાં પણ જો પેલી પ્રીનસેસની માતા તેણીની મગરૂરી યા અવિવેકીપણું ચલાવી લેતે તો કદી પણ તે ભવિષ્યની રાણી નમ્ર અને વિવેકી બનતે નહિ.

કોઇક સમજુ માબાપને બાળકમાં રહેલી તુંદાઇ યા ગરૂરીને તોડવાની કાલજી હોય છે ખરી, પણ તેઓ બી હમેશાં જો આવી અસરકારક રીતથી તેને સુધારવાની કોશેશ કરે તો જરૂર ફત્તેહ પામે, અને નિષ્ફળતા બાબે જે ફર્યાદ તેઓ ઉઠાવતાં રહે છે તે અટકે.

પણ આ સર્વ ઉપરાંત બાળકોને તુંદ બનવાનું મુખ્ય કારણ જાણવું હોય તો ચાલો આપણે કેટલાંક ઘરોની મુલાકાત લઇએ અને જોઇએ કે ત્યાં આપણે શું અનુભવ મેળવ્યે છીએ.

એક ઘરમાં પગ મૂકતાંજ આપણે ત્યાંની શેઠાણીને એક ગરીબ લાચાર માણસને હરકાટી કાઢતાં સાંભળ્યે છીએ.

બીજા ઘરમાંનાં શેઠ નોકરની એક નજીવી ખામીને ખાતર તેને પગાર ચુકવ્યા વગર ઘરની બાહેર કાઢી મૂકે છે.

ત્રીજા ઘરમાં બાઇ પોતાની આયાને તુંદ અવાજે હુકમ કરતાં સંભળાય છે.

ચોથાં ઘરમાં ગરીબ પાડોશીના ગામડયા જેવા પેલાક પર મા દીકરી ડેકડી કરતાં સંભળાય છે.

પાંચમા ઘરમાં કૉલેજની કેળવણી પામેલો ઘરનો વડો દિકરો બપાઇજીની સલાહને ફીલસુફ અદાથી હસી કાઢતો દીસે છે.

આ સઘળી વેળાએ ત્રણ વરસની બાળકી કે પાંચ વરસના બુચાજી હાજર રહી, પોતાની તીણી ચશ્મથી રાહધાત નિહાળતા ઉભા હોયછે. અને પરિણામમાં શું જોઇએ છીએ? એક બુચો ભિખારીને પથ્થર મારે છે તો બીજો પોતાના રમવાના દાવમાંથી ગરીબ પાડોસીના છોકરાને કાઢી મૂકે છે. એક બુચી તેણીની સેવા કરતી આયાનો હાથ ઝરકાટી કાઢે છે તો બીજી કોઈ બુલકીનાં લાંબાં ઝબલાં પર ખડખડ હસે છે.

વળી પોતા કરતાં ચઢીયાતાંઓ સાથ જેઓ નમ્ર અદાથી ચાલવા માટે જાણીતાં હોય છે, તેઓ પોતાથી ઉતરતાં ગરીબ માણુસો, નોકરો અને કામદારો સાથે નમ્ર અને વિવેકી રહી શકતાં નથી. તેઓને મનથી નમનતાઇના સદગુણની હદ ચઢીયાતાંઓ તુલીકજ આવીને અટકે છે.

પોતાના બાળકોને વિવેકી, નમ્ર અને મોટાં મનનાં બનાવવા માટે ખંતીલાં માબાપોએ આ નીચલી વાત સદા યાદ રાખવા યોગ્ય છે.

ઑલફોનઝો નેપલ્સ અને સીસીલીનો રાજા હતો અને એક વેળા કેમપેનીઆના મુલકમાં કાંઇ પણ બાદશાહી દબદબા વગર મુસાફરી કરતો હતો. રસ્તામાં તેને એક ખચ્ચર હાંકનાર મળ્યો, જેનું ખચ્ચર એક કાદવવાળી જગ્યામાં પડી ગયું હતું અને બાહેર નિકળી શકતું હતું નહિ. પેલા માણસે ઑલફોનઝો રાજાને ઓળખ્યા વિના પોતાની મદદે બોલાવ્યો. રાજાએ અને ખચ્ચરવાળાએ સાથે સાથે ખેંચતાંણ કરીને ખચ્ચરના પગો બાહેર કાઢયા. જે બીજા લોક આ જોવાને આજુબાજુ ભેગા મળ્યાં હતાં તેઓમાંથી કેટલાંકે ખચ્ચર હાંકનારના કાનમાં કહ્યું કે તેને મદદ કરનાર તો ઑલફોનઝો રાજા પોતે હતો. ખચ્ચરવાળો રાજાને ગુંથણ મંડીએ પડી ગભરાઇને માફ માગવા લાગ્યો. ઑલફોનઝોએ શું જવાબ વાળ્યો? "માફી શાની? તમે સ્હેજબી ખોટું કીધું નથી, માણસે માણસને મદદ કરવીજ જોઇએ."

આવી રીતે પોતાના કરતાં ઉતરતી પંકતીના માણસો તરફ જો માબાપો તરફથી સભ્યતા બતાવામાં આવે, તો પછી તેઓના બાળકોમાં પણ તે ગુણ સેહેલાઇથી દાખલ થાય.

આવી લાગણીથી માતપિતાએ જાતી દાખલો આપવા ઉપરાંત વિવેકના સદગુણની ખીળવણીમાં જે બીજું કરવાનું છે તે એ કે આસપાસનાંઓનાં અવિવેકીપણાની અસર બાળક પર થતી

અટકાવવી યા તોડવી. હું અને તમે ઘરમા નમ્ર બની બાળકને જાતો દાખલો સરસ આપ્યે પણ આપણાં પાડોસીઓ, સગાં-વ્હાલાંઓ, ઓળખાણ પિછાણવાળાંઓ વિગેરે સઘળાંજ કાંઇ પળેપળ વિવેકથી વર્ત્તનાર મળશે નહિ. અને બાળક તેવાં-ઓના સમાગમમાં આવશે એ તો કુદરતી છે. ત્યારે માત-પિતાએ એવી કોઇની અવિવેકી કે ત્રુંદ ચાલ પર યોગ્ય ટીકા કરવી અને તે બાળકને સમજવા દેવી. સામાને હલકાં ગણીને કે હસી કાઢીને ટીકા કરવી નહિ પણ અમુક માણસની ત્રુંદ અસભ્ય ચાલ માટે ગોયા તેની દયા ખાતાં હોઇએ આમ બાળકને દેખાડવું. તે અમુક માણસની રીત માનને લાયકની નથી એમ તેના મનપર ઠસાવવું.

આસપાસની કુદરતની વિચિત્ર અને તરેહવાર શકિતઓ કેટલી બળવાન છે તેનો ખ્યાલ બાળકોને મળવો જોઇએ છે. આપણ ઇનસાનો કેવાં તણખાં સમાન ઘસડાઈ જનારાં છીએ, બાળક પોતે કેટલું ખામીથી ભરપુર—કેટલું નજીવું છે, એ સર્વ જો તેનું મન ખુશ મીજાજથી જોતાં શીખ્યું તો બાળક નમનતાઇવાળું બની શકે.

શેરને માથે સવા શેર પડેલાજ છે. ખૂબસુરત કરતાં વધુ ખૂબસુરત, બળવાન કરતાં વધુ બળવાન, હુશિયાર કરતાં વધુ હુશિયાર ઘણા બી છે, એ વિશાળ વિચારની શરૂઆત બાળ-કના મનમાં ઠસવી જોઇએ છે, કે જેથી બીજા દરેક સદગુ-ણની સોડેસોડ તે નિરાભિમાન પણ થતાં શીખતું આવે.



# સચ્ચાઈ.

દરેક માબાપ ખરાં જીગરથી ઇચ્છે છે કે તેમનાં બાળકો સાચાં નિવડે, પણ સચ્ચાઇનો સદ્‌ગુણ જન્મ સાથે બાળકો કુદરત તરફથી લેતાં આવે છે કે કેળવણીથી આવે છે તે બાએ ઘણાએક માતપિતા ગુંચવાય છે. ગમે એવી સારી ચાલચલગતનાં છોકરાં પણ જ્યારે જૂઠું બોલતાં જણાય છે ત્યારે આપણને આમ માનવાનું મન થાય છે કે કદાચ માણસાઇ તત્વમાં જૂઠાઇનો અંશ ભેલાયલોજ હશે. શું ખરેખર આમ છે? ખરૂં છે કે ઘણાં બાળકો જૂઠું-પળેપળ અને હડહડતું જૂઠું બોલવા માટે સ્હેજ બી આંચકી ખાતાં નથી પણ શું તેથી એમ સાબેત થાય છે કે જૂઠાઇનો વારસો જન્મથીજ તેઓ લેતાં આવ્યાં છે?

જૂઠું બોલવાનાં કારણોમાંનું સર્વથી અગત્યનું કારણ બાળકની બીક હોય છે. એક પળની મુસ્કેલીમાંથી બચી જવા તેઓ એક જૂઠું જોડી કાઢે છે. પણ જૂઠાં તરફ જેટલી ઝડપથી તેઓ ઢળે છે તેટલીજ ઝડપથી તેઓ સચ્ચાઇ પણ શીખી શકે. એટલુંજ કે આપણે તેઓને આગળ રહીને સચ્ચાઇ શીખવવાની છે. જેમ એક બાળકને તેની સ્વભાષા આપણે શીખવ્યે છીએ તેમજ આપણને તેને સચ્ચાઇ શીખવવી છે.

એક પ્રજા બીજી પ્રજા કરતાં સચ્ચાઈનો સદ્‌ગુણ ઓછાં વધતાં પ્રમાણમાં ધરાવે છે. એનો અર્થ એ થાય છે કે જુદાં જુદાં લોકો સચ્ચાઈના સદ્‌ગુણને ઓછું વધતું વજુદ આપે છે. ઇંગ્રેજો સાચું બોલવા માટે જાણીતા છે. તેઓ માટે વરસો થયાં આ કેહવત ચાલતી આવી છે કે તેમનો માત્ર એક શબ્દ એ તેમનું વચન છે—"an Englishman's word is his bond." એ પ્રજાની ચડતીના કારણોમાં એક તેઓની સચ્ચાઇ છે. એ સચ્ચાઈ કયાંથી આવી? એશીયાટીક લોકોમાં સરાધાત કરવાની ટેવ કોણે મૂકી? શું સચ્ચાઇ જૂઠાઇની ઓછી વધતી વહેંચણી ખુદાએ કીધી છે? શું એ પરથીજ સાબેત નથી થતું કે એનો સઘળો આધાર ફક્ત કેળવણી પર રહેલો છે?

બાળકમાં પેહેલાંથીજ ઇનસાફ કરવાનો અંશ રહેલો હોયછે. પોતાની મતલબ સાંધવા બીકનું માર્યું તે જૂઠું બોલતું હોય પણ પોતાને થતી સ્હેજથી ગેરઇનસાફી એક ધારા શાસ્ત્રીના જેટલી બારીક નજરથી તે તપાસે છે. સચ્ચાઇ શીખવવા માટે આ તેની વલણ આપણું કામ સેહેલું કરે છે. વળી સચ્ચાઇ શીખવા માટે જે એક બીજું સાધન તેને મળ્યું છે તે તેની અવલોકણ શકિત છે કે જેને જો બરાબર ખીલવી હોય તો સંપૂર્ણ થઇ શકે છે. એક બાળક તેની કાયનાત પ્રમાણે

દરેક ચીજ તેનાં ખરા રૂપમાં જોઇ શકે છે, બીજું બાળક થોડુંજ જોઇ શકે છે કારણ કે તે થોડી જોયલી વસ્તુપર વિચાર કે કલ્પના કરવા મંડી જાય છે. ત્રીજું બાળક ખોટું જોય છે કારણ કે તેની અવલોકણ શક્તિ સુસ્ત પડેલી કે તેની મનની શક્તિઓ મંદ પડેલી હોય છે. આથી તે ચીજોના રંગ, આકાર અને બનતા બનાવો જેવાં હોય તેવા જોઇ શકતું નથી. કોઇ બાળકો ભુરા રંગની વસ્તુને લીલી તરીકે બોલે છે અથવા ખેતરમાં બેઠેલાં એક માણુસને મોટો હાથી સમજે છે. અથવા જે ચીજ સવારે બની હોય તેને બપોરે બની એમ જણાવે છે.

ઉમ્મરે પુગ્યા પછી પણ માણુસમાં આવી અચોકસાઇ રહે છે. ઇનસાફની અદાલતમાં શાક્ષિ આપનારાઓને સાંભળતાં જણાય છે કે નાની નજીવી બાબતો કે જેની અમુક શાક્ષિને દરકાર હોતી નથી તેવી બાબતો તેઓ બહુ જુદી જુદી રીતે બોલે છે। આનું કારણ એજ છે કે તેઓને ચોકસ નજરે જોતાં, ચોકસાઇથી સાંભળતાં અને ચોકસાઇથી બોલતાં શીખવવામાં આવ્યું નથી.

એવી રીતે ઘણાં કારણોને લીધે જૂઠાણું હસ્તીમાં આવે છે. પણ એક બાળક જ્યારે બીને સર્યામ ખોટું બોલે ત્યારેજ

કાંઇ તે જૂઠું બન્યું એમ નથી. તે ઉપરાંત ઘણી બીજી વેળા, બીજી રીતોથી પણ તે જૂઠું બનેલું કહેવાઇ શકાય.

સર્યામ જૂઠું બોલવું એતો એક વાત થઇ. પણ તે ઉપરાંત બાંહણાં લાવવાં યા કોઇને ઉડાવવું, હરેક કોઇ બાબતને ફેરફારથી બોલવી કે સરાધાત કરવી, કલ્પનાથી ચીજોને તેઓનાં ખરાં સ્વરૂપમાં ન જોવી, કામોમાં આપણા શબ્દોને મળતાં ન થવું એટલે બોલ્યા પ્રમાણે ન કરવું, જે અંતકરણ કહે તે ન કરવું અને છેલ્લે ગેરવાજબી રીતથી કામ કરવું એ સર્વ જૂઠાંણુામાં આવી જશે.

સર્યામ જૂઠું બોલવાના કારણોમાંનું એક કારણ બીક છે. જો મા અને બાળક વચ્ચે જોઇતો એખલાસ હોય કે જેથી બાળક માપર વિશ્વાસ રાખી પોતાની સારી માઠી સઘળી વાત કહી દેતું હોય તો બીક જેવું કશું રહે નહિ. પણ ધારો કે બાહેર બધાં છોકરાં રમતાં હોય અને આપણું બાળક બાહેર જવા કાળાવાળા કરે છતાં તેને ગેરસમજુ થઇને નહિ મોકલ્યે, પછી તે પાછલે બારણેથી સટકી જાય તો પછી એવી ચાલનું આડકતરૂં કે સીધું કારણ આપણે પોતે નહિ તો બીજું કોણ ? એવી રીતે ગેરસમજુ થવાથી બાળકને આપણે એવા સંજોગમાં મૂકયે છીએ કે તેને આડી ચાલ

ચલાવવીજ પડે. વળી નાના નાના વાંકો માટે બાળકને શિક્ષા કરવાની આપણી રીત હોય તો તેથી બાળક શિક્ષામાંથી બચી જવા વારંવાર જૂઠું બોલે.

સવાંમ જૂઠું બોલવાનું બીજું કારણ ખોટી બોંહસ હોય છે. જે બાળક મગરૂર હોય છે અને એકવાર ભૂલથી બોલાયલા બોલોને પાછા ખેંચવા જેટલી નમનતાઇ નથી ધરાવતું, તે બાજે વખત ફરી અને ફરી જાણી જોઇને જૂઠું બોલ્યાજ કરે છે. એક વાર જમતી વેળા એક બાળકીને તેણીની માતાએ પૂછ્યું કે તેણી તે દિવસે બાહેર રમવા ગઇ હતી કે નહિ. પેલી બાળકીએ કશાં પણ ધ્યાન વિના જવાબ વાળ્યો કે "નહિ." ખરેખર તેણી બાહેર ગઈ હતી, પણ તેણીનું ધ્યાંન બીજી ગમ ફરતું હોવાથી તેણી બેધ્યાન-પણે ના બોલી. તુરત તેણી પોતાની ભૂલ સુધારવા જતી હતી, પણ તેટલાં તેણીની નજર પોતાની માતાના ગુસ્સા-ભર્યા કકડાવેલા ડોળાપર પડી. તેણીની મગરૂરી અને બોંહસ બંને પોતાના પુર જોસમાં જાગી ઉઠયાં અને તેણી ફરી અને ફરી નાજ બોલવા લાગી. સાચું બોલવામાં તેણીને કોઇ પણ ચીજનો ડર હતો નહિ અને ન બોલવા માટે કાંઇ કારણ હતું નહિ. ફકત તેણીનો ખવાસ એટલો મગરૂર અને બોંહસીલો હતો કે પોતાનો બોલ ખેંચી લેવાના કરતાં કાંઇ પણ

ગંભીર શિક્ષા ખમવાનું તેણીએ વધુ પસંદ કીધું. તેણીને ઉશ્કેરાયાની એક પળ અગાઉ જો તેણીને નરમ શબ્દોથી કાંઈક અસર કરી શકાતે તો તેણી જરૂર પીગળી શકતે. તે સવાલ જુદી જુદી રીતે તેણીને પુછવામાં આવ્યો પણ છતાં તેણી એક બીધેલાં અને બગડેલાં અંતકરણ સાથ ફરી અને ફરી બોલવા લાગી કે તેણી તે દિવસે બાહેર રમી હતી નહિ. આવો એક દાખલો બનતાં કોઇ પણ માબાપને લાગ્યા વિના રહે નહિ. આવી વેળાએ જે બનવું જોઇએ તે એ કે એકાદ એકાંત ઓરડામાં લઇ જઇ ખાનગીમાં તેણીને બે બોલ કહેવા. માબાપે આવા દાખલામાં ચેતી જવું જોઇએ કે જૂઠું બોલવાના દરદનું મૂળ બીહસ છે અને તેથી ઉપાય લેવા જોઇએ તેની બીહસને દૂર કરવાના, અને નહિ કે જૂઠાણું દુર કરવાના.

વળી એવી વેળાએ ઘણીવાર માતાઓ પેપરમીંટ બીસ્કીત કે રમકડાંની લાલચ આપીને બાળકને વાંક કબુલ કરવા લલચાવેછે. રમકડાંનું શોખીન અને પેપરમીંટ બીસ્કીતને ચાહનાર બાળક આવી વેળાએ ખરૂં બોલી દે એ કુદરતી છે અને તેથી તેની સાથની માથાદુ:ખણમાંથી આપણે છુટયે એ પણ ખરૂં ઠરે છે, પણ એ રીત ખરેજ વખોડી કાઢવા યોગ્ય છે. એવી વસ્તુઓની લાલચ કાં અપાવી ન જોઇએ તે બાબે આગળ વાંચી આવ્યા છીએ; છતાં આટલું ફરી બોલીશું કે

સચ્ચાઇનો ચાહ સચ્ચાઇ માટેજ બાળકમાં ઉત્તપન્ન કરવો અને જૂઠાઇ બાબેનો ધિક્કાર તે નઠારો દુર્ગુણ છે એ વિચારથીજ બરપા કરવો.

બાળકની બાહુાણા કાઢવાની રીત ચલાવી લેવી જોઇએ નહિ ; અથવા એક સવાલના જવાબમાં જે તે અડાવી દે તે પણ બીલકુલ ચાલવા દેવું નહિ. આપણે પોતે ઘણી વાર એવી રીતે જવાબો આપ્યે છીએ એટલુંજ નહિ પણ કોઈ કોઈ વાર બાળકને કાંઇ કહેવા ન ગમતું હોય તે તેની પાસ જબરીથી બોલાવ્યે છીએ કે જે વેળાએ બાળક ગમે છે તો સચાઇને છૂપાવી આપણને જે તે સમજાવી દે છે. આવા દાખલા એટલા સાધારણ બને છે કે બરાબર તેને લાગુ પડતી "Anecdote for Fathers--Showing how the practice of lying may be taught" એ નામની એક નાની કવિતા વર્ડસ્વર્થ કવિએ લખી છે. તે કવિતામાં તે પોતાના નાના બચ્ચા સાથે ફરવા જતો પોતાને વર્ણવે છે. તે વેળાએ તે પોતાના બાળકને પૂછે છે કે તેને કીવ ગામડું (કે જ્યાં તેઓ અસલ રહેતાં હતાં તે) ગમે છે કે હાલનું રહેવાનું મથક લીઝ્રી પસંદ પડે છે. તે બાળક જવાબ વાળે છે કે કીવ. વર્ડસ્વર્થ તેને બેમાંથી કીવ પસંદ કરવાનું કારણ પૂછે છે. તે નાનું બાળક ગુંચવાયલી અદાથી જવાબ વાળે છે કે કારણ કાંઇ તેને ખબર નથી.

પણ વર્ડસ્વર્થ કવિ તેને ભાર મૂકી મૂકીને કારણ પૂછ્યાજ કરે છે, ત્યારે તે બાળક પોતાની સામે દેખાતાં એકાદ ઘરના "વૅધરકૉક" તરફ નજર નાખી બોલે છે કે તેને કીલ પસંદ પડવાનું કારણ એ કે ત્યાં "વૅધરકૉક" ન હતો.

આ તે બાળકે એક સર્વોત્તમ જોડી કાઢેલું જૂઠું હતું; પણ આડકતરી રીતે તે પિતાજ તેનું કારણ થઇ પડયો હતો. પેહેલાં તો બાળકને પોતાની પસંદગીનું કારણ સમજ ન પડવાથી ખામોસ રહ્યું પણ જ્યારે તેના પિતાએ તેને કંટાળો આવે ત્યાં સુધી પૂછ્યાજ કર્યું ત્યારે તે બાળકે, સફાઇ વાપડી તદ્દન હસવા સરખું કારણ ઉભું કરીને જણાવ્યું. આ નાની કવિતા દરેક માતા ને પિતાએ વાંચી ને વિચાર કરવા લાયક છે.

હવે આપણે જૂઠાઇનું એક બીજુ રૂપ **સરાઘાત કરવાની** ટેવ વિષે વિચાર કરશું તો જણાશે કે આપણ એસ્યાટીકોમાં સરાઘાત કરવાની જે ખાસિયત માલમ પડી છે તે આપણી અવલોકણ શક્તિની અચોકસાઇને લીધે છે. બાળક કાંઈ જોયલી વસ્તુ વિષે બોલે તે બીલકુલ ખરૂં હોવું જોઇએ. જો સ્હેજબી અચોકસાઇ એક વાર ચલાવી લીધી તો બીજી ઘણી વાર બાળક તેમ કરશે. ડાક્ટર જૉનસન કહે છે કે જો બાળકે એક ચીજ એક બારીએથી જોઇ હોય અને બોલે કે બીજી બારીએથી જોયું છે તો તુરત તેને સુધારવું.

જેમ અવલોકણુ શકિત તેમજ **કલ્પના શકિતને હદમાં ન રાખ્યાથી** આપણે ચીજોને ખરાં સ્વરૂપમાં જોઇ શકતાં નથી અને તેથી જૂઠું બોલનાર થઇએ છીએ. એનો એક દાખલો નીચલી વાત પરથી જણાશે.

" Educational Ideal " નામની ચોપડીમાં એક છોકરીનો દાખલો ચીતારવામાં આવ્યો છે. તે છોકરી રોજ સવારમાં ઉઠી પોતે એક રાત અગાઉ જે જે સ્વપ્ના જોતી તેનું રમણ્ય બ્યાન રોજ કરતી હતી. કોઇ કોઇ વાર તે વાર્તા રૂપે કરતી હતી, કે જે સઘળું કાંઇ તે સ્વપ્નામાં જોતી હતી નહિ. તેણીની જૂઠું બોલવાની બીલકુલ મકસદ ન છતાં જે તેણી બોલતી તે સાચું નહિ, પણ જોડી કાઢેલી વાર્તા જેવું હતું. તે છોકરી મોટી થતાં એક બાનુ કવિ નિવડી. આ પરથી તેનાં બચપણ વિષે પણ આપણને એમજ વિચાર આવી શકે કે તેણીમાં કલ્પના શકિત પોતાનું જોર બતાવવા તેણીની પાસ રોજ સવારના ઉભા કીધેલા સ્વપ્ના વિષે બ્યાન કરાવતી. જો કે આમાં નઠારૂં કાંઇ હતું નહિ છતાં તેણી તેમ કીધાથી જૂઠી ગણાઇ શકાય એ વિચારથી તેણીને તદન હસી કાઢીને તેણીની કલ્પના શકિતને બીજી રીતે ખીળવવી હતી.

છેલ્લે બાળકને સાચું કરવા માટે જે ધ્યાનમાં રાખવું તે એક બોલ્યા પ્રમાણે કરાવવું, અને શબ્દો સાથે બાળકને

ચોરી કાઢવા દેવાં નહિ. જે વચન તેને મોઢેથી બોલાયાં તે કાંઇ અમસ્થા જીભની લપલપથી નહિ પણ ખરાં અંતકરણથી બોલાયાં છે, અને વચન તોડવાં એ કાંઇ સાધારણ નજીવી વાત નથી, એમ બાળકના મન પર ઠસાવવું. મુખમાંથી જે બાહેર પડ્યું તે કાંઇ એકાદ પળની હુશિયારી દેખાડવા નથી. શબ્દો જે બોલાય છે તે અંતકરણમાંથી નિકળતા પડઘા છે અને તેની સાથે બાળકને ચોરાં કાઢતાં પેહેલાંથી રોકવું જોઇએ છે.

આટલાં પર આવીનેજ આપણને અટકવાનું નથી. બાળકને સાચું બનાવવા ઉપલી સઘળી સાવચેતીઓ લીધા પછી જે એક મુખ્ય ચીજ બાકી રહી ગયલી જોવામાં આવે છે તે ખાલેસાઇ છે. અંતકરણ કહે તેમ કરતાં શીખવવું. "અંતકરણ"? કોઇ એકાદ વાંચનાર અજાયબીમાં ભવાં ઉચકશે. "બાળકને ત્યારે શું અંતકરણ જેવું કાંઇ હશે?" આપણો જવાબ એજ છે કે ભુંડામાંથી બાળકને ભલું તેરવી કાઢી આપો, અને પછી જૂઓ કે તેની પ્રેરણા તે તરફ કેવી ઢળે છે! એકાદ બે નજરે નજર દીઠેલા દાખલાજ લ્યો!

એક વાર એક બાળકે પોતાનો પાઠ બરાબર કીધો ન હતો. જ્યારે શિક્ષકે તે જાણ્યું ત્યારે તેણે કહયું "કાંઈ ફીકર નહિ." શિક્ષકે જોયું કે બાળક રોજ પાઠ કરે છે એક દિવસ ન કીધો તો

શું થઇ ગયું? પણ બાળકને આવા જવાબથી વધુ લાગી આવ્યું અને તેણે પાઠ ન કીધો હતો તે માટે બહુ દલગીર થઇ ગયું અને શિક્ષકને કહ્યું કે જો તેવણ થોભે તો તે પાઠ જલદી કરી લાવશે. શિક્ષકે તેમ કરવા ના પાડી. તે નિરાશ થઇ ગયું. થોડા વખત પછી જ્યારે બીજાંઓએ તેને જોયું ત્યારે તેની આંખો આહેલાં આંસુઓ તેણે લુછી નાખ્યાં હતાં અને તે ભલું બાળક શિક્ષકને બદલે પોતાનો પાઠ પોતે લેતું હતું. અંતકરણના અવાજને તે તરછોડી શક્યું નહિ.

આવોજ એક બીજો દાખલો આ છે. એક વાર એક બુચાએ રમતિયાળપણામાં એક પોપટના પીછાં તાણી તેને દુઃખ દીધું. જ્યારે તેણે તે પોપટના પિંજરાંમાં પડેલું લોહી દીઠું, ત્યારે જો કે તેને કોઇએ ધમકી આપી ન હતી, કે કોઇ તેની પર ગુસ્સે થયું નહતું છતાં તે બોલી ઉઠયો "અરે મેં કેવી ભૂલ કીધી! હવે હું કદી એને દુઃખ દઇશ નહિ."

એવા તો ઘણાબી દાખલા બને છે. તે ઉપરથી શીખવાનું એજ છે કે બાળકને સેહેલાઇથી ભલાં તરફ ખેંચી શકાય છે અને એક વાર આપણા તેમ કીધા પછી તેઓ ભલાંનેજ ચાહે છે, એ તેઓમાં રહેલી પ્રેરણા બુદ્ધિ કહો, અંતકરણ કહો, સદ્‌ગુણ તરફની વલણ કહો, જે કહો તેને આભારી છે.

બાળકને સાચું બનાવવામાં આપણને જે તપાસવાનું છે તે આ કે તે પોતાના અંતકરણના કહેવા પ્રમાણે કરે છે કે નહિ અથવા કઇ નેમથી તે ચોકસ કામ કરે છે ? એવી તપાસ કરતી વેળા નામીચા ઉસ્તાદ આરનલ્ડની બે સલાહ દરેક માતપિતાએ યાદ રાખવી:—

૧—જે કામ ખોટું છે એમ બાળકનું અંતકરણ કહે તે તેની પાસે કરાવવું નહિ કારણ કે નહિ તો આપણે હાથે જાતે અંતકરણથી ઉલટું જતાં બાળકને શીખવેલું કહેવાશે.

૨—જ્યાં સુધી બાળક પોતાનો વાંક બરાબર જોઇ ન શકે ત્યાં સુધી તેની પાસ માફ મંગાવવી નહિ, કારણ કે ખરા પશ્ચાતાપની લાગણી વગર તે બાળક માફીના શબ્દો બોલશે.

પ્રમાણિકપણું પણ સચ્ચાઇનો એક ભાગ છે. ગેરવાજબી રીતથી કામ કરનાર માણસ સિધું જૂઠું ન બોલવા છતાં જૂઠોજ કહેવાય. બચપણથી જેમ ઉપલી જુદી જુદી રીતોથી બાળકને સચ્ચાઈ શીખવવી તેમ પ્રમાણિક રહેતાં પણ શીખવવું. ખોટાં અને ખરાં વચ્ચેનો ફેર બતાવવો. ખરી પાયલી અને ખોટી પાયલી, ખરો ગજ અને ખોટો ગજ—એમ ખરાં ખોટાં માપની સમજણ આપવી. પ્રમાણિક ધંધાદારીઓનો

દાખલો આપવો. એકાદ વેળા જો એક દુકાનદાર અપ્રમાણિક થઇ દામ કરતાં ઓછો માલ આપે તો બીજી વાર તેની દુકાને આપણે જઇશું નહિ, તેમ જીંદગીની વેચાણ ખરીદી અને આપ લેની દુકાનમાં પણ પ્રમાણિકપણુંજ અંતે ફાવશે. એ સર્વનો ખ્યાલ બાળકને આપવો જોઇએ. પણ નહિ, જો આપણે જાતી દાખલો આપવામાં પછાત પડયે તો આવી રીતોથી કાંઇ સચ્ચાઇ સંપુર્ણ રીતે શીખવી શકાવાની નથી. વળી જાતી દાખલાની સિફારસ વાંચતાં ઘણાંકને અવાચી આવવા માંડશે, પણ જે એક અગત્યનું સિદ્ધાંત છે કે આપણે આપણા જાતી દાખલાથી જે કાંઇ શીખવી શકીએ તે સત્તર હજાર ચોપડીઓ કે પંદર હજાર વાયજીઓથી બાળક શીખી શકે નહિ—તે સિદ્ધાંત વિષે તો જેટલી વાર બોલીશું તેટલું થોડું ગણાશે.

જાતી દાખલાને આજે આપણામાં કેટલું વજુદ આપવામાં આવે છે ! કેટલી વાર ડોકટર માતાજીને કે ઘરમાં કોઇ બીજાંને પંદર ગ્રેન કવિનીન લેવા કહી જાય છે; કેટલી વાર દરદી ઓછું લઇ ડોકટરના સવાલનો જવાબ આપતાં કહે છે કે પંદર ગ્રેન લીધું છે; આ સઘળું કેટલી વાર બાળક પાસે ઉભું રહી સાંભળે છે ! કેટલી વાર આપણે બુચાને કહીએ છીએ કે નાટકમાં જવાનું છે તેથી નાની બેનીને કહેવું નહિ, નહિ તો તેણી રડીને આવવા માગશે, તેણીને કહેવું કે

આપણે કામને સારૂ બાહેર જઇએ છીએ; કેટલી વાર એમ બેબીને રડવામાંથી દૂર રાખી આપણે પેલા બુચાને આગળ રહીને જૂઠું બોલતાં શીખવ્યે છીએ! કેટલી વાર એક માતા સહરાવી સહરાવીને બુચાને થયલા અકસ્માતની વાત પિતા આગળ કરે છે અને કેટલી વાર તે બાળક મનમાં સમજે છે કે આટલાને બદલે આટલું વધતું માતા બોલે છે!

જો આપણા ઘરમાનું એકાદ ઘડિયાલ હમેશાં ખોટો વખત બતાવતું હશે તો આપણું નાનું બાળક તેપર ભરોસો રાખશે નહિ અને પાડોશીના ઘડિયાલપર વિશ્વાસ રાખશે. તો શું તમને એમ ગમે છે, માતાઓ અને પિતાઓ, કે તેવાં એકાદ ખોટો વખત બતાવનારાં ઘડિયાલની પેઠે તમારૂં બાળક તમારીપર વિશ્વાસ ન રાખે? એ વિષે એક વાત એવી છે કે બોસતન શેહેરમાં એક છોકરો હતો જે પોતાના માતપિતાને "બોસ્તન શેહેરના સૌથી મોટામાં મોટાં બે ઠગારાંઓ" કેહતો હતો, કારણ કે દરરોજ તેને ઘોડા પર બેસાડવાનું વચન આપવામાં આવતું અને તેને એક પણ દિવસે લઇ જવામાં આવ્યો હતો નહિ. ત્યારે શું તમોમાનાં કોઇને બાળક આ માહેલું વધતું ઓછું કાંઇ કહે, એમ તમો માગો છો? નહિજ અને છતાં કેટલી કેટલીવાર આપણે પોતેજ બાળકને જૂઠાં બનાવ્યે છીયે? આપણે પોને તેઓના નિખાલેસપણાંનો ભંગ કર્યે છીએ? કેટલીવાર તમારાં

નોતરેલાં પરોણાના કાંઇક હસવા બોલવા ઉપર બાળક પોતાના ખાલેસ વિચાર દર્શાવતું હોય ત્યારે તમો તેનીપર ડોળા કકડાવો છો ? કોઇની શરીરની જાડાઇ બાબે, કોઇનાં નાકના કદરૂપાપણા પર, કોઇના બોલવાની અણઘડ રીત ઉપર, કોઇના કપડાં પેહેરવાની રીતના કઢંગાપણાં ઉપર જ્યારે તે કાંઇ ટીકા કરવા અવાજ ઉઠાવે છે કે તમો તમારા મિત્રના જવા પછી તેને ફરી તેઓના મોઢાં પર કાંઇ બી એવું બોલવા ના કહો છો અને ખાલેસાઈથી તેનાં વિચાર દર્શાવવા દેવામાં કેટલી વાર તમે વચ્ચે આવો છો ?

તમારાં મામીસાસુ કે કાકીસાસુનાં મરણથી તમને દલગીરી જેવું ન લાગ્યા છતાં કેટલી વાર તમો સામાં આગળ વાત કરતાં તમારાં મોઢાને દુઃખના દરિયામાં ડુબેલું હોય એવું બનાવો છો ? કેટલી વાર બાળક તેમ કરતાં તમને જોય છે ? કેટલી વાર કોઇ પાડોશીની બિમારીમાં સ્હેજ પણ દીલસોજી ન ધરાવતું તમારૂં દિલ વગર લાગણીના દલગીરીના શબ્દોથી ખોટી દીલસોજી જાહેર કરે છે અને કેટલી વાર બાળક તે સાંભળે છે ?

તમારાં ઓળખાણવાળાનાં બંધાવેલાં નવાં ઘરની બાંધણી તમને બીલકુલ પસંદ ન હોવા છતાં તમે તેવણ આગળ વગર દિલની વખાણ કરો છો ત્યારે બાળકને ખાલેસાઇને બદલે શું તમો ઢોંગ કરતાં નથી શીખવતાં ?

એવા તો એટલા બધા દાખલા પડેલા છે, એટલા આજે કાલે બને છે અને બનતા આવ્યા છે કે આપવા બેસ્યે તો શુમાર પણ ન રહે. બાળકને જૂઠું બોલતાં શીખવનારાં આપણેજ છીએ. તેઓની ખાનેસાબનો નાશ કરનાર આપણેજ છીએ. તેઓને અપ્રમાણિક થતાં આપણેજ શીખવ્યે છીએ.

અને ધારો કે આપણી તમામ સાવચેતીઓ પછી પણ બાળક જૂઠું બોલે તો ? તો તેને ખાડામાં પડતુંપડતું બચાવી લેવા ઘરના દરેક માણસે તેની તરફ દયાળુ નજરથી જોવું. તેને હલકું પાડવું જોઇતું નથી. તેને ટોંક ટોંક કરવું લાજમ નથી. મનનાં દરદનો તે એક લાચાર ભોગ છે અને રફતે રફતે માફક આવતાં ઔસડથી તેને તંદુરસ્ત બનાવવું છે.



# તાબેદારી.

આજે તેહમીના માતાજી આગળ તેવણનાં સહી બપોરના ત્રણ વાગતાથી આવીને બેઠાં છે. તેહમી નિશાળમાંથી આવે છે અને જોય છે તો કોઇ બીજુ પોતાની માતા સાથે છે–એટલે કાંઇ બી બોલતાં બોશકાય છે. બુચી ઘણીજ શરમાલ છે અને માતામાં તે લાગણીનો થોડો પણ અંશ ન હોવાથી બુચીની શરમ તેણીને ધિક્કારવાજોગ લાગે છે. હવે શું થાય છે તે જુઓ. માતાજી બેઠાં બેઠાં બુચીને ગીત ગાવા હુકમ કરે છે. તેહમી ઘણું કરીને તાબેદાર રહે છે. આજે બી તેણી ગીત ગાવાનુ મન કરે છે ખરી, પણ તેણીને શરમ લાગે છે તેથી શરૂ કરતી નથી. તેણીની અજ્ઞાન માતા આને યા તો હાલી જીદ સમજે છે કે યા તો ખરેખર શરમ સમજે છે. પણ તેણીને આ બંને ખાસિયતો નઠારી દીસે છે એટલે તેણી તુરતાતુરતજ તેહમીની ખોડ ભૂલાવા મંડી જઇને એક તરારા સાથે પોતાનો હુકમ ફરીથી બોલે છે. તેહમીએ બિચારીએ ગીત માંડવા માટે જે હિંમત એકઠી કરેલી તે આ તોપના ગોળાથી હવામાં ઉડી જાય છે, અને ફીકાં મોઢાં, ધ્રુજતા હાથો અને રડતી આંખો સાથે તેણી ત્યાં ઉભી રહે છે. ઘણુંકરી આવી વેળાએ બને છે તેમ માતા તેણી પર ખુબ ચીડાશે, જે જે માઠી ચાલ

બાળકીએ ચલાવી હશે તેનું સવિસ્તર બ્યાન કરવા માંડશે, બુચી કેવી જીદી ને નાતાબેદાર છે તે વિષે બખાળશે, અને એ પ્રમાણે તે ભલી નિર્દોષ બાળકની શરમાલપણાંની એકજ ખામીને તરેહવાર ખામીઓનું રૂપ આપી, અને ખાસ કરીને નાતાબેદારીનું કારણ જણાવી, નહિ જીદીને તેણી જીદી બનાવશે.

આવી માતાઓ એકઠી મળી આવા બનાવોને નાતાબેદારીનું પરિણામ જણાવે તો શું આપણને વિચારવાને અક્કલ નથી કે એ કાંઇ બાળક તરફની નાતાબેદારી કહેવાયજ નહિ ?

બાળકોની લાગણીને ન સમજી, નહિ નાતાબેદાર છોકરાંને નાતાબેદાર કહેવાં, વગોવવાં, જાહેર કરવાં, એજ આપણાં નાકેશ મત મુજબ તો નાતાબેદારી શીખવનારૂં પેહેલું કારણ થઇ પડે છે.

દરેક માતપિતા ઇચ્છતાં હશે કે તેઓનાં છોકરાં કહયા સરનાં નિવડે પણ તાબેદારી મેળવવાને લાયક તેઓમાંનો કેટલો થોડો ભાગ હોય છે ? તમો કહેશો કે માબાપ વડાં અને છોકરાં નાનાં, એટલે તેઓએ માબાપની તાબેદારી તો કરવીજ જોઇએ. પણ શું બાળકો સઘળીજ વેળા નમીને ચાલે ? શું તેઓનાં ખીળતાં મનમાં છુટાપણું નથી ? તેઓના વિચારોને શું કોઇએ જકડી લીધા છે કે તેઓ જાનવરી અદાથી તેઓના દિલને ઘાયલ કરનારી તલવાર તળે પણ પોતાનું સીર નમાવે ? અને એવા

અયામમાં, માતાના કોઇ અઘટીત હુકમના જવાબમાં, કે પિતાના એક મતલબી સવાલના જવાબમાં એક છોકરો કે છોકરી કાંઇ જુસ્સાભર્યું બોલે યા કરે તો તે શું કુદરતી નથી? તેઓનો તેમ કરવાનો નિયમ પસંદ કરવા યોગ્ય નહિ બી હોય, છતાં શું તેઓ આમ કરવામાં વાજબીપણું નથી ધરાવતાં?

આજે માતાને ચાર વાગતાની આગગાડીમાં બધાંને લઇને બાહેર જવું છે. હાલ ઘડિયાલમાં બેનો ટકોરો પડયો છે. માયજી જરા ઉંઘ કાઢી ઉઠવાની વેતરણમાં છે, પણ પાસેના ઓરડામાં છોકરાં "નાસોગોસો" રમી રમખાણ કરે છે તેથી તેવણને ઉંઘ આવતી નથી. "ચાલો છોકરાંઓ જલદી તૈયાર થાઓ તો, પછી વળી તમે મને ખોટી કરશો."

"માયજી, હજી તો આપણને જવાને બે કલાક છે." નાનો રૂસી બોલી ઉઠે છે.

"બસની તો! તમુને પછી વખત લાગશે તો હું નહિ લઇ જવશ હું!"

"હા, પણ મમા અમે તો રોજ અર્ધા કલાકમાં તૈયાર થઇએ છીએ" અગ્યાર વરસનો શ્યાવક્ષ હવે અક્કલથી કામ લેવા માંડે છે.

"જે હમણાને હમણાં કપડાં બદલવા દોડી જશે તેનેજ હું વાંદરે લઇ જવશ, જો જો પછી કોઈ આવવાને માટે રડે નહિ." માતા પોતાનું સેવટનું હુકમનામું જાહેર કરે છે.

સારૂં. બધાં દોડી જાય છે પણ સ્યાવક્ષ તો દડા સાથે રમ્યાજ કરે છે. "હું તો એક કલાક રહીને તૈયાર થવશ. નહિ કેમ લઇ જશે? બાકી મને આખા ઘેરમાં એકલો મૂકવાનાં છે?"

થાય છે બી તેમજ. મુગો મુગો રમીને તે તૈયાર થવા અસુરો જાય છે તે વાત તો માતાજી પોતાની ઉંઘમાં ભૂલીજ ગયાં છે, અને જેટલી ખુશીથી પેલાં પોતાને કહયાસરનાં છોકરાંને માતાજી વાંદરે લઇ જવા બાહેર નિકળે છે તેટલીજ ખુશીથી નાતાબેદાર સ્યાવક્ષને પણ તેમાં સામેલ કરે છે.

એ પરથી આપણને શું શીખવાનું મળ્યું? આ દાખલામાં બુચો નાતાબેદાર કાં થયો? હુકમો જયારે વાજબી હોતા નથી ત્યારે બાળક નાતાબેદારી કરવાને લલચાય છે.

તાબેદારીનો બોહોળો અર્થ કાયદા પ્રમાણે કરવું એમ થાયછે. ખુદાની તાબેદારી આપણને કરવી જોઇએ કારણ કે તે સાહેબના કાયદા અકલપસંદ, ફાયદેગંદ અને અમલમાં મૂકી

શકાય એવા છે. જ્યારે એક રાજકર્તાના કાયદા દરોબસ્ત હોતા નથી ત્યારે રૈયત બખેડો કરે છે. માતપિતાની તાબેદારી કરવી સારી છે પણ માબાપો સંપૂર્ણ કાયદા રાખતાં નથી તેથી તેઓએ સંપૂર્ણ તાબેદારી મેળવવાની આશા રાખવી જોઇતી નથી. જો તેમ જોઈતું હોય તો તેઓના કાયદા દરોબરત અને તદન વાજબી હોવા જોઇએ.

વળી બીજું તેઓએ યાદ રાખવું જોઇએ તે એ કે જેમ ખુદ કાયદા વાજબી જોઇએ તેમ તે નમ્રતાભરેલી, મધુર અદાથી જાહેર થવા જોઇએ. બાળકને જંજેરીને, હલકું ગણીને, માઠું લગાડીને આપેલા એક હુકમ કરતાં ધીરે અવાજે અને મીઠાશથી આપેલા હુકમની કિંમત બાળક પિછાણે છે અને તે પ્રમાણે કરવાને લલચાય છે. તેને બદલે "ચાલ જોઉં, નથી કેમ કરતી?" "આપણા બુચાજીને ફરવા જવા નથી ગમતું પણ કાલે તો એવણને જવુંજ પડશે" "ચાલ રે પછી લાડ કરજે, વખત ના ગુમાવ" એવી તોછડી જબાને અને બાળકનાં બચ્ચપણને ગોયા અપમાન કરનારા સાદે બોલાયલા હુકમો બાળકને ઘણી વાર નાતાબેદાર બનાવે છે. એથી તેઓને હલકું, નમોજું લાગે છે. તેઓ સમજે છે કે અમને હસી કાઢવામાં આવ્યાં છે. તેથી ઘણી વાર તેઓ એખડ થતાં માલમ પડે છે. જ્યારે નરમાસથી પતાવીને કહેલો હુકમ કડવો છતાં મીઠો લાગે છે અને બાળક નાતાબેદાર થતું અટકે છે.

અજ્ઞાન માતાઓના અજ્ઞાનપણાનો અને તેથી થતી ખરાબીનો આ એક બીજો દાખલો તપાસ્યે.

## નાતાબેદારી—કારણ બીજું.

ગુલાં આજે લગનમાં જઇ આવીને માતા સાથે વાતે બેઠી છે.

"આશરે કેટલાં લોકો હશે ગુલાં?"

"બે એક હજાર હશે માયજી" ગુલાં જવાબ વાળે છે.

"નહિ રે દીકરા બે હજાર નહિ હોય."

"અરે હારે, બધી બેસવાની કેવી અગવડ પડતી હતી જો?"

"તો બી શું થયું?"—માયજી કહે છે—"બે હજાર કાંઇ એ ઓરડામાં સમાય?"

"હારે હા. મને તો બે હજારજ લાગ્યાં" ગુલાં જવાબ આપે છે.

"ગુલાં, તું તારી બોંહસ છોડવાનીજ નહિ!"

"પણ તમે કાંઇ ત્યાં આવ્યાં હતાં "કે જાણ્યા વગર મને બોંહસીલી કહો છો"?

ગુલાંને "બોંહસ" બોલથી ચટકો લાગી ચૂકયો હતો.

"તું સુધરી ચૂકી. તારી એ જીદ કરવાની ટેવ તો કોણ જાણે કયારે જશે. તું તો એવી જીદીજ રહી જવાની."

એવા સંજોગોમાં આપણને ઇનસાફ કરવાનો છે. ગુલાંએ બોંહસ કીધી હતી તો ખરી, કારણકે લગનની મીજલસમાં બે

હજાર નહિ પણ પાંચસો લોકજ આવ્યાં હતાં. પણ શું તેણી કાંઈ બોંહસને લીધે પેહેલાં પાંચસો બોલી હતી ? નહિ, ફક્ત અજ્ઞાન-પણાંથી. બોંહસ કરવાનો તો તેણીનો ખ્યાલ પણ ન હતો. એવી વેળાએ બોંહસીલી અને જુદી વિશેશણો ઉચ્ચાર્યાંને બદલે માતાએ જે પુછવું જોઈએ તે એ કે "દીકરા ત્યાં ખુરસીની કેટલી હાર હતી ? એકેક હારપર કેટલાં માણુસ બેઠાં હશે ? બધી હારની ખુરશીઓ ભરેલી હતી કે ખાલી ?"

આ સવાલોના જવાબો આપી શકે એટલી સમજ ગુલાં ધરાવે છે એટલે તેણીની માતા કહે છે "જોયું હવે ! ચારસો પાંચસોની ગણત્રી આવી, સંખ્યાની વાતમાં આપણે એમજ ઠગાઈએ છીએ—થોડાં હોય તે બી ઘણાં ઘણાં લાગે."

આ સાચા પણ મીઠા અને નમ્ર સવિચારાથી ગુલાં શું જવાબ આપે છે તે તમે સાંભળો છો ?

"હા માયજી. તમો કહો છો તેમજ હશે. હવે મને યાદ આવે છે કે બે હજાર તો તે દિવસ આવા મોટા "ટાઉન હોલ"ના જલસામાં આપણે અટકળ્યાં હતાં."

**સાર—અજ્ઞાનપણાં અને ગેરસમજુતીને લીધે બાળક નાતાબેદાર થાય છે.** તેવી વેળાએ ગુસ્સે થઇને ધમકાવ્યાને બદલે હાજર રહેલી ગેરસમજુતી કે બોંહસનાં કારણ થઇ પડેલાં અજ્ઞાનપણાંને દૂર કરવું.

અસબતાં જાણી જોઇને, જીદ કર્યા કરે તો તેની જીદમાં બાળકને ફાવવા દેવું નહિ. જોન લૉક મારની શિક્ષાના ફાયદા ન માનવા છતાં ઓંહસના દુર્ગુણને દૂર કરવા તો નેતરની વટીક પનાહ લેવાની મનાઇ કરતો નથી.

બાળકો માટે કાયદા થોડા રાખવા, સારા રાખવા, સારા શબ્દોમાં જાહેર કરવા, સમજાવી પટાવીને કામ લેવું, એ બધું ખરૂં; પણ તાબેદારી બાળક કરે તે દોઢ દિવસે થવી જોઇતી નથી. ચટપટ, ઝટપટ, તત્પર, તુરત થવી જોઇએ. નહિ તો તાબેદારી કામની શું ?

આ નિચલી વાત ખરી ખોટી તો ખુદાને ખબર, પણ બાળકને તાબેદાર કરો તો એવાંજ કરજો !

એક વેળા પ્રસ્યા દેશના આગગાડી ખાતાના એક નોકરે બે આગગાડી સામસામે ઝડપથી આવતી જોઇ. ગાડીઓ સામસામી આવી અઠડાય નહિ એટલા માટે એક ગાડી બીજા રસ્તા પર વાળવા સારૂ તે એકદમ દોડયો. એવામાં તેણે પોતાનાં નાનાં બાળકને સડકની વચ્ચે રમતું જોયું. જો તે છોકરાને બચાવવા જાય તો એક ગાડી બીજે રસ્તે વાળવાનો વખત રહે નહિ અને તેથી બંને ગાડીઓ સામસામી આવી અથડાય, અને સેંકડો માણસો કચડાઇ મરે; જો તે છોકરાને પડતો

મૂકી એક ગાડી બીજે રસ્તે વાળવા જાય તો બીજી ગાડી તળે તેનું છોકરૂં કચડાઈ જાય, એવી તે વખતે તેની સ્થિતિ હતી.

આ પ્રમાણે હોવાથી શું કરવું એ વિષે તે વિચારમાં પડયો. સેંકડો માણસોને બચાવવાનું પોતાનું મોટું કર્તવ્ય છોડી છોકરાને બચાવવા જવાનું તેને યોગ્ય લાગ્યું નહિ. તેથી તેણે દોડતાં દોડતાં બુમ પાડી, પોતાના છોકરાને કહ્યું "સુઇ જા." એ પ્રમાણે કહી ગાડી બીજે રસ્તે વાળવાની જગ્યાએ તે ગયો અને બંને ગાડીઓ સહીસલામત જુદે જુદે રસ્તે કરી દીધી. પેલા છોકરાને બાપના કહેવા પ્રમાણે તુરત કરવાની ટેવ હોવાથી, સડક વચ્ચે તુરત સુઇ ગયો હતો અને તેથી તેને કંઇ પણ ઇજા કર્યા વગર ગાડી તેની ઉપરથી ચાલી ગઇ હતી."

તે બાળક બચ્યું ! ખુદા એવી તુરત વેળા થતી તાબેદારી શીખવવાની સમજણ આપણને આપે અને લાખો બાળકોને જીંદગીની મુસ્કેલીઓમાં એમજ બચાવે !



# બાહાદુરી—શરમાળપણું.

બાહાદુરી અને શરમાળપણું એકેકથી ઉલટા જતા સદ્દગુણો હોય એમ પેહેલી નજરે માલમ પડે છે ખરૂં, પણ તે બંનેનું મૂળ એકજ હોવાથી તેઓ વિષે સાથે સાથે વિચાર ચલાવવો અનુકૂળ થઇ પડે છે. જે એકજ મૂળમાંથી બાહાદુરી અને શરમાળપણાંનાં ફાંટા નિકળે છે તે બાળકમાં રહેલી બીક છે. બીકનો થોડો કે ઘણો અંશ દરેક બાળક ધરાવે છે. જે બાળકમાં ડર જેવું કશું ન હોય તે બાળક ઉત્તમ બની શકે નહિ. બીક વગરનું બાળક જીંદગીમાં અજાયબી, ગંભીરતા કે દબદબો જોતું નથી. પણ ખુશાલીની વાત તો એ છે કે સાધારણ રીતે બાળકો એવાં હોતાંજ નથી. ફકત જે બાળકો ઘેલાંપણાની હદ પર ગયલાં હોય છે તેઓજ બીક શું ચીજ છે તે જાણતાં નથી.

એક બાળક કે જે સાધારણ રીતે બીકણ નથી હોતું જે પારકાંથી શરમાતું નથી, ઠંડા પાણીથી, કે અંધારાંથી કે પડી જવાથી ડરતું નથી, અથવા જે જાનવર પકડવા જાય છે, કસારી અને જીવજંતુ સાથે રમત કરે છે, તે પણ કુદરતી ગંભીરતાથી ઉપજતી દેહશતથી નિરાળું હોતું નથી અને તારાઓથી ઝગકતાં બનેલાં આકાશને - નિહાળતાં, કે વીજળી

અને ગગડાટ સાંભળતાં, કે એક ગંભીર સ્વપ્નો જોતાં આખી જીંદગી સુધી તેની અસર યાદ રાખે છે.

એવી રીતે કોઈમાં એક તરેહની અને કોઇમાં બીજી તરેહની બીક હોયછેજ. માબાપનું કામ એ છે કે અમુક બાળકમાં કેટલી બીક અને શા માટેની બીક છે તે શોધી કાઢવું. એ બાબતમાં સૌથી વધુ નિરાશી ઉપજાવનાર એક નિસોસ પડેલું મંદ થઇ ગયલું બાળક છે. જ્યારે તે પોતાના બાબમાં કાંઇક સારૂં માઠું બનવા છતાં તે માટે લાગણી ધરાવતું નથી અને બેદરકાર રહે છે, કોઇપણ ચીજ સાથ ભેળાવાની કે દુર રહેવાની મરજી દેખાડતું નથી, ત્યારે તેવાં બાળકમાં જેટલી બીક ઓછી છે તેટલી તેનામાં આશા ઓછી હોય છે, તેની તનદરૂસ્તીમાં અને મુખ્યકરી જ્ઞાનતંતુમાં કાંઇ પણ ખામી રહેલી હોવી જોઇએ. ગાટે સર્વે પેહેલાં તેની તબીયેત પર આપણે ધ્યાન આપવું જોઇએ. પુરતા ખોરાક અને હવાપાણી ઉપરાંત તેને જીંદગીમાં મજાહ લેતાં શીખવવું જોઇએ. તેની જોવાની શકિતને અને લાગણીને કેળવણી મળવી જરૂરની છે, તેને દોડધામ કરાવવી, વાતચિત કરાવવી અને રમતગમતમાં તેનું મન રોકવું. જો આ અખતરો ફત્તેમંદ ઉતર્યો, એટલે જો આ ચીજોથી બાળક જેહનદાર અને ખુશાલ બનતાં શીખ્યું તો આપણને ખાતરી રાખવી કે બધી

લાગણી સાથે રફતે રફતે ડર અને ઓશક પણ તેનામાં આવશે.

પણ આટલું ખસુસ કરી યાદ રાખવું જોઈએ કે ઘણી વાર એક બીકણ બાળક ખાસ કરીને જે મગરૂર હોય છે તે આપણને એકમાર્ગી જેવું લાગે છે. આપણે તેની બીકને બીકના રૂપમાં જોઈ શકતાં નથી. જે બાળક મગરૂર અને બીકણ હોય છે તે સર્વથી વધુ એકમાર્ગી હોય છે, અને ઘણાખરા દાખલા એવા બનતા જોઇએ છીએ કે બાળકના નાનકડા જીગરનું દુઃખ, તેના જ્ઞાનતંતુઓની નબળાઇ, તેની દિવસની બેકરારી અને અંધારી રાત માટેની તેની દેહરતથી માબાપ અંજાણ્યા હોય છે. બેહસ યા એકમાર્ગીપણાં યા બેદરકારીના ઓઠાં તળે તે પોતાની બીક છુપાવે છે, તે એટલે સૂધી કે સેવટે તે બીકની અસર તેનાં નાજુક બદન પર થતી દેખાય છે અથવા ખવાસને સમુળગો રદ કરી નાખે છે.

મીસ હેરીયેત મારટીનો એ બાબત વિષે લખતાં ખુદ પોતાની બાલ્યાવસ્થાની દેહરત બાબેનો જે અનુભવ લખે છે તે જાણવાજોગ છે કારણ કે તેણીના જેવી એક કાબેલ અબલાનો તે ખરો એકરાર છે. તે તેણીના પોતાના બોલોમાં હું નીચે આપુછું :—

"હું એક બીકણમાં બીકણ બાળકી હતી. છતાં મારી બીક કેટલી હદ સુધી ગઇ હતી તે કોઇ જાણતું હતું નહિ,

અને જાણી શકતે પણ નહિ. કારણકે જ્યારે બીજી દરેક ચીજમાં હું ખુલ્લું બોલનારી અને ખુલ્લું કરનારી હતી ત્યારે આ બીકની વાતમાં હું તદનજ ચુપ હતી. ચાર વરસની ઉમ્મરે મેં જે સ્વપનો જોયો હતો અને તેથી હું જેટલી બીધી હતી તે વાત છેક જ્યારે આજે બી હું યાદ કરૂંછું ત્યારે મારૂં દિલ ધબકે છે. એક ખુલ્લાં આકાશ તરફ હું રાતે જોઇ શકતી હતી નહિ. બસ મને એમજ લાગતું કે તે ઝાડનાં મથાળાં પર છે અને મને કચડી નાખશે. હું ખુલ્લા વગડામાંથી પસાર થઇ જતી ત્યારે મને એવુંજ લાગતું કે મારી પછવાડે એક રીંછ દોડતું હોય. રાતે મને અતિશય બીક લાગતી હતી.

"સર્વથી વધુ "મેજીક લેનટર્ન" મને ગભરાવતું હતું કે જે અમને વરસમાં એક બે વાર દેખાડવામાં આવતું હતું. તે એક મોટી મજાહ છે એમ બીજાં એકેકમાં વાત કરતાં અને હું પણ તેમ જોવાને મારૂં બનતું કરતી પણ જ્યારે બી તે "મેજીક લેનટર્ન" નું સફેત કપડું અને તેની ઉપરની પીળી રોપણીનું કુંદાળુ જોતી ત્યારે માથાથી પગ સુધી મારૂં તમામ બદન પરસેવાથી ગરકાવ થંડું થતું. મારા પિતા પાસે એક ચિત્ર હતું જે તેવણ નાના છોકરાં રખે બીએ એવા વિચારથી છુપાવી રાખતા. તેવણ એમ તો ધારીજ ન શકતે કે તેર વરસની છોકરી તેથી બીતી હશે.

"જ્યારે હું તેર વરસની થઇ ત્યારે એક વાર તે ફાનુસ નાના છોકરાંને દેખાડવાનું કામ મને સોંપવામાં આવ્યું. પેલું ચિત્ર મારા એક ભાઇએ સર્વેને દેખાડયું. પેહેલાં તો મને એટલુંજ લાગતું હતું કે તે ચિત્રને જોઇને હું હસી શકતી હતી નહિ પણ હવે તો હું પાસે પડેલી ખુરસીનો ટેકો લેયા વિના ઉભી વટીક રહી શકી નહિ. શરમનો વિચાર જો મારાં મનમાં ન હતે તો કદાચ હું પડી જતે.

"વળી હું જે મરદ શિક્ષકોના હાથ તળે શીખી તે બધું મેં લગભગ ગુમાવી દીધા બરાબર હતું. જ્યારે તેઓ મારો પાઠ શરૂ કરવા બારણું ઠોકતા ત્યારે મારી યાદદારત હમેશ મને દગો દેતી અને હું તેઓને એક બી સવાલ પુછી કે કાંઇ બી બોલી શકતી હતી નહિ. કદી બી હું મારા વાજીંત્રના શિક્ષક આગળ વજાડી શકતી નહિ અને જ્યારે હું ચોકસ જાણુતી કે કોઇ બી મને સાંભળતું નથી ત્યારેજ મારાથી ખુલા અવાજે ગીત ગવાતું હતું.

"આ સર્વે કારણોથી મારી તબિયત નાદરૂરત રહેતી. મારી ચાલચલણ હમેશાં બીજાંને ચીડ ઉપજાવે એવી હતી અને મારો ખવાસ થોડો વખત એટલો બગડી ગયો હતો કે બીજાંને તે ચલાવી લેવો મુશ્કેલ લાગતો. જે વરસથી મારી આવી બીક ઓછી થતી ચાલી તે

વખતથી મારો ખવાસ સુધરતો ચાલ્યો. આ સઘળાં વરસો દરમ્યાન મારી બીક છુપી રાખેલી હોવાથી મેં મારી આસ-પાસનાને ખોટા વિચારોથી દોરવ્યાં. મારામાં જે કઢંગી બોહસ અને બેદરકારી તેઓને લાગતી હતી તેના ભિતરમાં આ ન વર્ણવી શકાય એવી બીક હશે એમ તેઓને સ્વપને વટીક ખ્યાલ આવતો ન હતો કારણકે હું ઝાડો ચઢવા જેટલી હિંમત દેખાડતી, ભીંતો કુદાવતી, મોટા કુદકા મારતી, કોઇ પારકાં પણ નરમ હેતાલુ દિલના માણસો સાથે ઘણી મળી જતી અને કદી પણ હું બીકણ છું એવું બોલતી કે બતા-વતી નહિ."

ઉપલો લાંબો એકરાર તેના ખરા આકારમાં એક ચેતવણી સમાન છે. આથી બીનઅનુભવી માતપિતાઓને વિચાર કરવાની તક મળશે કે બાળકમાં જે બેદરકારી કે એકમાર્ગી પણાંનો ગુણ વારંવાર દેખાવ દેતો જોવામાં આવે છે તે કોઇ દાખલામાં અંતરની આ બીકને આભારી હોય.

હિંમતવાન છોકરાં ભવિષ્ય માટે સારી આશા આપી શકે છે અને જ્યારે એક બાળક મુસ્કેલી અને નડતળને મારી હટાડવા કોશેશ કરે છે—દરેક વેળાએ, દરેક જગ્યાએ, છૂટાંપણાથી અને બીક વગર—ત્યારે તે દેખાવ માતપિતાનાં હૈયાંને ખરેજ હરખાવે છે. કેટલી હાડમારી અને અસુખમાંથી

એક જોરાવર ગ્નાનતંતુઓનું તનદરૂસ્ત બાળક બચી જાય છે ! એ તો ખરૂં, પણ જ્યારે બાળક આમ દેખાડે અને જ્યારે મગરૂર માતપિતા ઉમેદ રાખે કે ભવિષ્યમાં તે એક બાહાદુર પેહલવાન, એક શોધક કે એક વગવાળો માણસ થશે ત્યારે તેઓએ યાદ રાખવું જોઇએ કે ખરેખર તેને એક મોટો માણુસ બનાવવા માટે તેનાંમાં રહેલી બીકથી તેને ઘણું શીખવું અને ઘણું ખમવું જોઇએ છે. તેનામાં થોડી કે ઘણી બીક રહેલી છે એ તો નક્કીજ છે. માબાપે તે શોધી કાઢી તેને કુદરતી માન અને નમ્રતાનું રૂપ કેળવણીથી આપવું જોઇએછે કે જે સદ્‌ગુણો આખી જીંદગી તુલીક અગત્યના છે. જો કોઈ પણ માણુસ કોઇ અમુક ચીજની બીક મનમાં રાખીને મોટું નહિ થયું હોય અને બીજી કોઇ તેના કરતાં વધુ બળવાન શક્તિને માનની નજરથી જોતાં શીખ્યું નહિ હોય તો તેવું માણુસ પોતાની ફરજ સંપુર્ણ બજા લાવી શકે નહિ.

કોઇ બાળક બીક પોતે દેખાડતું નથી તો કોઇ માતપિતા તેને ખુદ બીવડાવે છે. કોઇ વાર એક શિક્ષક એક છોકરાપર નેતર ભાગી જાય ત્યાં સુધી તેનો ઉપયોગ કરે છે કારણ કે તે નેતરથીજ સમજાવવા માંગે છે કે તે કોઇના હાથ તળે છે, તેની ઉપર કોઇ બળવાન હાથ હકુમત કરે છે અને તેથી તેણે પોતાનું કામ બરાબર કરવું જોઇએ. આવી હાડમારી

છોકરાને નિરાશ બોહરીલો કે ઠગારો બનાવે છે. ઘણી વાર આપણે ચીડાક્ર માતપિતાને એક ચપળ, ચંચળ બાળક સાથ બીક આપી કામ લેતાં જોઇએ છીએ, જેવી કે અંધારામાં ગોંધવું, અથવા મારવું, અથવા કોઇને આપી દેવું વિગેરે. એક નરમ દિલના માતપિતાને કે તે બાળકના શાંત જીગરમાં કેમ બીક અને દેહસ્ત પેસાડવા ગમે ? ખરાં હેતવંતાં માબાપ સમજે છે કે એક બચ્ચાંનો હાથ દઝાડવો યા બાળવો તેનાં કરતાં વધુ ઘાતકી આ જાતની બીક બેસાડવી છે.

બાળકમાં જે બીક છે તે શું હોય છે ? એક છોકરો જે ઘણી વાર અંધારાંથી કે એક બળદથી કે એક ભુતના ખ્યાલથી બીતો જણાતો નથી તેજ છોકરો એક છાકટા માણસને જોઇને કે એક સખત સખુન સાંભળીને ડરી જાય છે. એક છોકરી કે જે એક કરાળિયા કે દેડકાથી કે ચોર લુટારાથી ડરતી નથી તેણી પોતાની માતાના એક ડોળાથી ડરી જાયછે અથવા એક દરદી માણસના બીછાનાં આગળ ઉભી રેહેતાં ધ્રુજવા પડેછે જે જાતની બીક હોય તેને માતપિતાએ સંભાળથી પણ છુપી રીતે તપાસવી જોઇએ છે. અને તેને શોધી કાઢયા બાદ બાળકને સમજાવીને અને જાતે ઉપાય કરાવીને તે બીકને મારી હંકાવવા શીખવવું જોઇએ છે. એક હિમતવાન કે બીકણુ કોઇ પણ બચ્ચું

મુખ્ય કેળવણી માબાપના જાતી દાખલાથી લે છે. જો માબાપની રોજની જીંદગી બાળકને એવું શીખવે કે તેઓ ખોટું કરવા સિવાય બીજાં કશાંથી બીતાં નથી તો પછી હિમતવાન કે બીકણુ દરેક બચ્ચાં મોડે વેહલે તેજ ધોરણુપર ચાલે અને થોડી કે ઘણી ઢીલ પછી બંને જાતનાં બાળકોને અંતકરણ કહે તેમ કરવાની હિમત આવે. જો એકજ ચીજથી ઘરનાં સઘળાંને બાળક બીતાં જોશે તો તેપણુ તેમજ કરશે. આ એકજ ચીજ તે પાપ હોવું જોઇએ.

ત્યારે કુદરતી બીકણુ બાળક માટે શા ઉપાયો લેવા? માતાએ તેની તરફ દીલસોજી બતાવી તેની બીકનો ઉપાય કરવો. કદાચ આમ કહેવાનું બીનજરૂરનું લાગશે. વળી એવી કોઇ માતા હોય કે પોતાનાં બાળક તરફ મીઠાશથી અને દયાથી નહિ વર્તે? ખરૂં; પણુ ઘણી વાર ગમે એવા પ્યાર છતાં માતાઓ પોતાનાં બાળક તરફ કડવાં બને છે. કોઇ બાહેરનું આવેલું ગયલું હોય તેટલાં રહેજ મસ્તી કરતાં બાળકને સત્તરગણું વધારે ખમવું પડે છે. કોઇ વાર એક સુંદર ફુલાવરવાઝ ભાંગી નાખ્યા પછી બાળકને આપણે ધ્રુજતું જોઇએ છીએ કારણુ કે એવી સુંદર ચીજો ભાંજી નાખવા માટે તેને ઘણી વાર સખત શિક્ષા કરવામાં આવી છે. અથવા રાતે આખો વખત ઉજાગરો કરાવ્યો તેથી બીજે દિવસે માતા બાળક સાથે કડવા-

સથી બોલે છે અથવા કામમાં ગુંટાયલી હોય ત્યારે બાળક કાંઇ પૂછવા આવે તો ચીડાઇને ચાલી જવા કહેછે. આમ ન કરતાં એક બીકણ બાળકને રમતમાં મદદ આપી હિંમતવાન બનાવવું જોઇએ. બચપણથી બાહાદુરીની નાની વાર્તાઓ તેને કહી સંભળાવવી જોઇએ. પણ જે મુખ્ય બીના તેનાં મન પર ઠસાવવી તે આ કે તમે તેમજ બીજાં ઘણાં ભલાં માણસો ખોટું કરવા સિવાય બીજાં કશાંથી ડરતાં નથી. તોફાનથી, ગર્જનાથી, દુકાળથી, મરકીથી, હોનારતથી કે દુઃખ દરદથી કશાંથી ડરવાનું છેજ નહિ.

વળી બચપણથી બાહાદુરીની લાગણી ખીલવવા માટે બાળકને દુઃખ ખમવાની ટેવ પાડવી. આ તો જરા હાસ્યજનક લાગશે. વળી બાળકને દુઃખ ખમવાની ટેવ પાડવા જતાં તે માબાપ તરફ ધિક્કારથી જોશે એમ પણ આપણને લાગશે. તેના વાંક માટે તેને શિક્ષા ન કરવી પણ તેને હિંમતવાન બનાવવા માટે કષ્ટ ખમતાં શીખવવું એ પણ વળી કઢંગુ લાગશે. ખરેજ! પણ બાળકની કેળવણીનો સવાલ એટલો તો વિશાલ છે કે કઢંગુ, હાસ્યજનક, ઉલટું સુલટું દેખાતું સર્વ આપણને કરવું પડે છે.

બાળક દરેક નાના દુઃખ માટે કગળવાની ટેવ ધરાવતું હોય તો તે તરફ નાપસંદગી બતાવવી જોઇએ. ઉલટું તેને નજીવું નજીવું કષ્ટ આપવું અને તે તે

સાંખી જાય એવી ટેવ પાડવી. જૉન લૉક પોતાનો એ વિષેનો અનુભવ દર્શાવતાં લખે છે કે એક છોકરો ઘણો નરમ લાગણીનો હતો, તેને શિક્ષા તરીકે બોલાયલા એક ગુસ્સાના બોલથી ઘણું દુઃખ થતું પણ તેને આ સદ્‌ગુણ શીખવવા માટે તેના માબાપ તેને મશ્કરીમાં મારતાં-પછી તે જરા સખ્ત બી હોય-તોયે તે હસીને ખમી જતો.

આપણે ઘણી વાર એવાં બાળકો જોઈએ છીએ કે જેઓને હસવામાં જો જરા જોરથી હાથ લાગી ગયો તો તુરત આંખમાં લાવી દે છે. તેવાં બાળકોને આ તરેહનું શિક્ષણ ફાયદો કરી શકે એમાં શક નથી.

એ સર્વ તો રહ્યું પણ શારીરિક કસરતથી બાળકને ખડતળ કરવામાં પણ આપણે કેટલાં પછાત છીએ! જરા બાળક દોડયું તો "અરે એ પડી જશે" જરા વધું ચાલ્યુ તો "અરે એ થાકી જશે" વિગેરે વાકયો તો જાણે માબાપના મોંહમાંથી નિકળેલાજ છે. આપણાં બાળકોને સ્હેજ પણ વરસાદમાં ભીંગાતાં મોકળવાની આપણે હિંમત કરી શકતાં નથી. જો એક બાળક ઝાડ પર ચઢવા જેટલું ખડતળ પોતાને સાબેત કરે છે તો તુરત આપણે ચિડાઇને તેને તેમ કરવા ના કહીએ છીએ.

ઘણી વાર બાળકીઓ એક ઓરડામાંથી બીજા ઓરડામાં અંધારામાં જતાં બીએ છે. ઘણાં બાળકોને એકાંતપણાંનો ડર રહે છે. કોઇના જ્ઞાનતંતુઓ બીન કેળવણીથી અને આશ્રમ વગર એટલાં નબળા રહી ગયાં હોય છે કે તેઓ કોઇના કલ્લા બુમ વટીક સાંખી શકતાં નથી.

કોઇ કોઇ બાળકીઓને અમરથી વાત કરવા બોલાવ્યે તો તેઓ ખરેજ દયાને પાત્ર દેખાવ રજુ કરે છે. બીતાં ધ્રુજતાં એકેકું પગલું આગળ ભરતાં તેઓ આપણી નજદીક આવે છે. કોઇ કુટુંબોમાં પિતાજીનું નામ સાંભળતાં બાળકો હારેફટાર બેસી જાય છે. જ્યાં હસાહસ, વાતચીત રમતગમત, ગડબડ ગોંધાટ પાંચ પળ આગમજ વ્યાપી રહેલાં હોય છે ત્યાં બાવાજીનાં પગલાં તે સઘળાંને ચુપકીદીમાં ગરક કરી નાખે છે. આ બીનજરૂરની બીક કોઇબી અઘટીટ સંજોગોથી બરપા થયલી હોય છે.

યુરોપિયન પ્રજાની આપણને એ વાતમાં ઘણી નકલ કરવાની છે. બાળકો અને માતપિતા વચ્ચે જે એખલાસ અને છૂટાંપણુ એ પ્રજા ધરાવે છે તે પરથી આપણને ધડો લેવાનો છે. બચપણથી તેઓનાં બાળકોને એકલાં મૂકવામાં આવે છે અને અંગ બળની કસરત આપવામાં આવે છે જેથી તેઓને પેહેલાંથીજ હિમત આવે છે.

મુસાફરોના અનુભવ ઉપરથી માલમ પડે છે કે અમેરિકામાં ઉંચા ભયભીત પાહડો પર બાળકો ચઢે છે. તુફાન ગમે એવું છતાં ઉંચા પુલ પર બાળકો દોડી જાય છે. સ્વીટઝરલેન્ડમાં ઘણાં નાના બાળકો ખડકો પર કુદાકુદ કરેછે કારણ કે પોતા પર મુસ્તકીમ રેહવાની ટેવ તેઓમાં બચપણથી પાડવામાં આવી છે. ઇજીપ્ત અને ન્યુબ્યામાં પાંચ વરસની ઉમ્મરના છોકરાઓ નાઈલના ધોધબંધ વેહતાં પાણીમાં બટકાંની પેઠે તરે છે.

આપણામાં આ સઘળું કેટલું થોડું જોવામાં આવે છે! એવી શારીરિક બાહાદુરી મનની બાહાદુરીનું મૂળ છે એમ શું આપણુ સર્વ નથી જાણતાં?



## દયા—માયા.

અરે ! શું આપણાં નિર્દોષ નાનાં ભુલકાંઓના દિલમાં સેહતાન વાસો કરતો હશે કે એ નાના જીવડાઓમાંનાં ઘણાંઓ દયાળુ નહિ પણ ઘાતકી નજરે પડે છે ? તમારા વડા બુચાએ જો એકાદ કાગડાને પકડીને દોરીથી લટકાવ્યો હશે કે નાનું ભુલકું પણ ખડખડ હસીને તેમાં એવી તો મજાહ મેળવશે કે ઘડીભર આપણને વિચાર આવે કે શું એનામાં જાનવરી ખવાસ એટલો બધો વ્યાપી રહ્યો છે ?

કુતરાને કોઇ રસ્તે ચાલનાર ઘાતકી માણસ પથરા મારતું હશે તો જેમ જેમ કુતરો વધુ બુમો પાડશે તેમ તેમ આપણી નાની બુચી કે બુચાને વધુ ગીલગીલ્યાં છુટશે.

વળી એટલુંજ નહિ. જો કોઇ નોકર આજારી હશે તો તેને તમારૂં બાળક ઉંઘમાંથી વારંવાર હાથ લગાડી ઉઠાડયા કરશે. પણ મજાહ તો તેને ત્યારેજ પડશે કે જયારે પેલો ઉંઘનાર માણસ દુઃખની એક એક વધુ હાય ખેંચતો જશે !

કોઇ પડી જશે તો બાળકોને ગમત પડશે, કોઇને શિક્ષા કરવાની હશે તો તેઓ ઉલટભર, તમને તેની વારંવાર, બરાબર યાદ આપશે. ટુંકમાં કોઇ બી ચીજને, પક્ષિને, જાનવરને કે માણસને નુકસાન પોંહોંચાડવામાં તેઓ મજાહ મેળવશે.

વળી જે શબ્દોથી પોતાની દાયા ઘણી ચીડાય છે, ઘણી ખિજવાય છે, ઘણી દલગીર થાય છે તેવા શબ્દો પણ તે ચાર વાર વધુ બોલશે અને કામથીજ નહિ પણ શબ્દોથી પણ દુઃખ દેવાને તેને ઘણીજ રમુજ પડશે.

ધ્યાનમાં ને ધ્યાનમાં નાનો જાક્ષ સામેના ઘરની બારીને ટાંકી ટાંકીને ઝીણા પથરા મારવામાં મજાહ લે છે. તે કહે છે કે તેમાં તેને ઘણીજ મજાહ પડે છે કારણ કે પથર જઇને તે બારીને અડકશે ત્યારેજ તે જીતેલો ગણાશે. ગરીબ બિચારો જાક્ષ, તેને ખ્યાલ નથી આવતો કે જેવો પથર જઇને અડકશે કે બારીના કાચના-ટુકડા થશે. તેને તે બાબે કશું ધ્યાનજ નથી. અગર એટલું ધ્યાન હોય છે તો તેનાં પરિણામનો તેને કશો ખ્યાલ રેહેતો નથી. એવી રીતે ઘણી વાર બાળકોને જેમ બીજાંનો વિચાર નથી રહેતો તેમ ઘણી વાર તેઓથી બીજાંને જે નુકસાન થાય છે તે અજ્ઞાનપણામાં અને અંજાણપણાંમાં થાય છે. તેવી વેળાએ માતાએ તેને ખ્યાલ આપવાનો છે કે તે બાળક અમુક માણસની કે જાનવરની જગ્યાએ પોતે હોય તો તેને અમુક ચાલથી કેટલું દુઃખ લાગે!

ઘણી વાર આપણ ઉમ્મરે પુગેલાંને વટીક એ ખ્યાલ આવતો નથી તો બિચારાં બાળકોને ક્યાંથી આવે? કવિ સધી એક કાળા છોકરાની વાત કહે છે કે જેને બીજા છોકરાઓ "બ્લેક મુર" કરી કહેતા હતા. એક દિવસ, બરફ પર દોડવાની

સધીના બુત ખરાબ થઇ ગયાં ત્યારે પેલા કાળા છોકરાએ પોતાનાં વાપરવા આપ્યાં. જ્યારે સધી તે પાછાં વાળવા ગયો અને બોલ્યો "ઉપકાર થયો, બ્લેક બુર" ત્યારે તે છોકરો આંખમાં આંસુ લાવી બોલ્યો "અરે, હવે મને બીજી વેળા 'બ્લેક બુર' ના કહેશો." કવિ સધીની કોંઇ લાગણી દુઃખવવાની મતલબ ન હતી પણ જ્યારે તે "બ્લેક બુર" કરી બધાંની પેઠે બોલ્યો ત્યારે તેને વિચારજ ન આવ્યો કે અગર કોઇ બીજું તેને પોતાને એવે નામે બોલાવે તો તેને પોતાને કેટલું લાગે ? એવી રીતે આપણુ ઉમ્મરે પુગેલાંને વટીક બીજાંની લાગણીનો ખ્યાલ કેટલીક વાર રહેતો નથી તો પછી બાળકોને તો ક્યાંથીજ રહે ? એમ છે ત્યારે તો માબાપે બાળકને વારંવાર નમ્ર યાદ આપવી જોઇએ કે તેનાં અમુક કામ યા શબ્દો બીજાને શું ફાયદો યા નુકસાન કરશે ? આથી અંજાણપણામાં બીજાંને દેવાતાં નુકસાનનો બાળક ખ્યાલ મેળવી તેમ કરતું અટકશે.

પણ જાણી જોઇને વસ્તુઓને ભાંજફોડ કરવાની તો તેઓની ખાસિયતજ હોય છે, તેનું કેમ ?

જો એકાદ બીસ્કીત તેની ધરાયલી ભૂખ પછી તેના હાથમાં રહી જવા પામી, તો તેની આખેરી આવેલીજ છે, તેનો ભાંગીને ભુકો તે તેના સેહનાને કરેલોજ છે !

એક રમવાની ડૉલીપર પણ તેઓમાંના કેટલાંકો જફા ગુજારવામાં બાકી રાખતાં નથી. તેના ડોળા બાહેર ખેંચી કાઢી, તેના હાથો ધાયેલ કરી, પગો લુલા કરી તેના આખાં બદનને માથાથી પગ સૂધી ખુનખાર રીતે જખમી કરશે ત્યારેજ આપણી નાની બુચી કરાર પામશે!

જો સુંદર રંગના કાગલો તેઓને બક્ષેશ કરવામાં આવ્યાં તો તેમને એકેક સાથે મૂકીને તેને કાંઇ શોભાયમાન રૂપ આપ્યાને બદલે બચ્ચું તો તેને ફાડવાજ માંડશે!

અલબતાં કોઇક બાળકો એ ખાસિયત નથી ધરાવતાં, પણ તે તો બહુ જુજ સંખ્યામાં છે. સારા સંજોગોથી કોઇની આ ખાસિયત વ્હેલી દૂર થાયછે તો કોઇની ઉલટા સંજોગોમાં મૂકાવાથી વધુ મક્કમ થાયછે. વરસ જતાં છોકરાઓની આ ખાસિયત તેઓનાં તરેહવાર ધાતકી કામોથી અને તેઓના ઉછાછળાંપણાથી આપણને તેનાં ખુલ્લાં સ્વરૂપમાં જણાય છે. બાળકમાં એ ખાસિયત કાં આવે છે તેના કારણ વિષે વિચાર કરીશું તો આટલું સમજ પડશે કે તેઓમાં જે શકિત, જે જોર—પછી તે મનનું કહો કે તનનું, તેનો તેઓને ઉપયોગ કરવાની જરૂર પડે છે અને સદ્ ઉપયોગ તરફ તેઓની વલણ ફેરવનારી માતા તરફની કેળવણીની ગેરહાજરી, એટલે પછી બાળક પોતાના જોરનો ગમે એવો ઉપયોગ કરેછે.

વળી બાળક ચીજોની ભાંજફોડ કરે ત્યારે આટલુંજ નહિ સમજશો કે નાશ કરવાના શોખને ખાતરજ બાળક તેમ કરે છે. ત્યારે વળી આપણને એક બીજો વિચાર કરવાનો છે અને તે એ કે ઘણી વાર નવું જાણવા શીખવાના શોખને લીધે તેઓ રમકડાં કે હરકોઇ બીજી વસ્તુઓને ભાંજે છે. દાખલા તરીકે એક ઢોળી આપણે બાળકને રમવા આપી. આપણે જોઇએ છીએ કે બાળક તેને ભાંજી ફોડી નાખે છે. તે કાંઇ ઢોળીને બદસુરત બનાવવાજ નહિ કે તેને હસ્તીમાંથી અડધી નાબુદ કરવાજ નહિ, પણ તેનું પેટ શાનું બનાવ્યું છે, તેના પગમાં શું ભર્યું છે, તેના મોંમાં દાંત કેમ મૂકયા છે, તેનો ડોળો ચળક ચળક કેમ ચમકે છે એ વિગેરે વિચારોથી બાળક પોતાની વાહડકાપ શરૂ કરે છે. માટે આ બંને ચીજો ભેળી નાખવી નહિ. અને જેવું બાળક કાંઇક નવું જાણવાની હોંશમાં થોકથાક કરવા માંડે કે માતાએ તરારો મુકવો નહિ પણ, તેથી ઉલટું, એવી જાતનાં રમકડાં તે બાળકના હાથમાં મેલવાં કે જે તેને જોઇતું શિક્ષણ પુરૂં પાડે.

પણ હવે જરા એક બીજી બાજુ તપાસશો? દયા માયાનો ગુણ ખીલવવાનું કામ માતપિતા માટે ઘણું અઘરૂં નથી. આપણે શરૂઆતમાં બાળકોની ભાંજફોડ કરવાની અને દુઃખ દેવાની ટેવ વિષે બોલી ગયાં ત્યારે હવે આપણાં એ

ફરેસ્તાઇ ભુલકાંઓમાંનાં કેટલાંકને ઇનસાફ આપવા ઢાળની બીજી બાજુથી તપાસ્યે, અને પછી જણાશે કે કોમળ હૈયાંના એ ભુલભુલોમાં દયા માયા તો વેહતી રહેલીજ હોયછે અને તેને ખીળવત્રાને ઘણી મુસ્કેલી પડતી નથી.

કેટલાંક એવાં બાળકો જોઇએ છીએ કે જેઓ કુતરાંને ભુખ્યાં રહેવા દેતાં નથી, મરઘીને તેનાં પીળાંથી વિખુટી પડવા દેતાં નથી, પોતાના માનીતા પોપટને કોઇ હાથ લગાડે છે તો ખિજવાઇ ઉઠે છે. કોઇ ગરીબ લંગડા કે અપંગ માણસની કોઇ મશ્કેરી કરે છે તો તેઓને લાગી આવે છે. વળી આ વાત રમુજી લાગશે પણ તે ખરી છે કે એક દિવસ એક બાળક દરિયે કીનારે પડેલી કોડીઓને એક જગ્યાએથી ઉંચકી બીજી જગ્યાએ મૂકવા લાગ્યું તે વેળા તે બોલ્યું "અરે મને કોઇ એકની એક જગ્યા પર રહેવા દે તો મને કેટલું લાગે ! એ કોડીઓ બિચારીઓ એકનેએક ઠેકાણે પડી રહે છે માટે એઓને સોહવાતું એ ન હશે. હું એઓની જગ્યા રોજ બદલ્યા કરીશ."

વળી એક બાળકી અમુક નાના પતંગ્યાને પકડી એક મોટાં પતંગ્યાની નજદિક લઇ જઇ બોલતી સમજાતી કે "આય નાના પતંગ્યાને હું એની માતા આગળ લઇ જાઉંછું તેથી એ કેટલું બધું ખુશી થાય છે"

બાળકની આ ખાસિયતોનો અનુભવ મેળવીને તેનામાં માયાનો ગુણ કેમ ખીલવીશું ?

જ્યારે તે વગર કારણે એક પાંદડાંને ચીમડાવી નાખે, કે કુતરાની પુછડી તાણે, ત્યારે તેણે વાંક કીધો છે એમ તમોએ તેને જણાવવું. જેમ હર કોઈ બીજા વાંક માટે તમે શિક્ષા કરતાં હોવો કે કુદરતી શિક્ષા ખમવા દેતાં હોવો તેમ આ વાતમાં કરવું. તમોએ જો તેને એક ચલ્લી આપી હોય અને જો તેની સાથે બાળક ઘાતકીપણે વર્તે તો તુરત તે લઇ લેવી અને ખુલ્લું બતાવવું કે તેને વાતમાં દમ દીસ્તો ન હશે પણ તમારૂં દિલ તેથી દુઃખાયું છે. વળી તે રોજ ચલ્લીને દાણા ખવાડે છે, પાણી આપે છે અને હરેક રીતે તેની જતન લે છે કે નહિ, એ વિષે માતાએ ખાતરી કરવી. એક માતાએ પોતાની ત્રણ બાળકીઓને પક્ષિઓ આપી તેઓની સંપૂર્ણ જતન લેવાની ટેવ પાડી હતી. તેનાં પરિણામમાં તેઓ સઘળાં ઘણાં દયાળુ નિવડયાં અને તે માતા પોતાની ઓળખાણનાં માણસો આગળ ઘણી વાર બોલતી હતી કે તેણીની છોકરીઓનો ખવાસ ઘણો માયાળુ નિકળ્યો હતો તેનું મુખ્ય કારણ આ હતું કે બચપણથી તેઓને પક્ષિઓ તરફ માયાળુ થતાં તેણીએ શીખવ્યું હતું.

જાનવરો તરફનું ઘાતકીપણું અટકાવ્યું તો માણસ તરફ પણ તેઓ તેમ કરતાં અટકશે. કારણકે જાનવાર સાથે

સંગદીલ થતાંજ તેઓ માણુસને પણ ઇજા કરવાને ખુશી થાય છે. આ કારણથીજ કસાઈઓને જુરરો તરીકે લેવામાં આવતા નથી કારણ કે તેઓનું દિલ જાનવર કાપતાં કાપતાં સંગદિલ બનેલું હોય છે અને તેથી તેઓ ઇનસાફ કરવામાં જોઇએ તે કરતાં સખત બને એમ ધારવામાં આવે છે. માટે જાનવરો કે પક્ષિઓ તરફ બાળકો જાણી જોઇને કે અંજાણ-પણામાં રહેજ બી ઘાતકીપણું ન બતાવે તેની ચોકસાઈ રાખવી. વળી કોઇ જાનવરને બાળક પથરા મારી મોજ મેળવતું હોય તો તેને રમુજ માનીને તેની સાથે કોઇ કોઈ માતપિતા પણ સામેલ થાય છે તેમ તો કદી કરવું નહિ પણ પોતાની નાપસંદગી તુરત બતાવવી.

એથન્સ શેહર અગાઉ વૃદ્ધ માણુસોની બનેલી એક પંચના તાબા હેથલ હતું. તેઓ ખુલ્લી હવામાં બેસી, શેહેરને લગતા તરેહવાર સવાલો પર તકરાર કરતા અને અપરાધીઓને સજા કરવા માટે વિચારો ચલાવતા. એક દિવસ એક ચલ્લીએ એક સકરાના સપાટામાંથી બચવા માટે તેઓની વચ્ચે ઉડીને એક જૈફ માણુસના ઝભા તળે આશરો લીધો. પેલા માણુસે તેને પોતાના શરીર પરથી ખેંચી કાઢી અને જમીન પર એટલાં જોરથી ફેંકી કે તે બિચારી તત્કાલ મરણ પામી. બીજા ભાઇબંધ ન્યાયાધિશોએ આ જોયું. તેઓને લાગ્યું કે જે માણુસ ગરીબ પક્ષીને આમ કરે તે કેવી રીતે ઇનસાફ

આપવાને લાયક ઠરે ? તેઓએ વિચાર કરી પેલા ચોક્કસ માણસને પોતાની ટોળીમાંથી કાઢી મૂકયો.

જો માબાપ પણ બાળકનાં નજીવાં ઘાતકીપણાં માટે આટલો બધો અણગમો બતાવતાં રહે તો પછી બાળકો પાછાં તેવાં થવાની હિંમત કરે નહિ. બાળકને તવારીખનું જ્ઞાન આપવામાં પણ ઘણી સંભાળની જરૂર છે. જેવાં બાળક મોટાં થયાં અને નિશાળે ગયાં કે ઇતિહાસની ચોપડી તેઓના હાથમાં બીજી ચોપડીઓ સાથે આવી પડશે. ઇતિહાસની માહભારત કથાઓ અને બાહદુરીના કામોમાં જોશો તો ખુનરેજી અને કાપાકાપી. એવી વિગતો બાળકનાં હાથમાં મૂકાવાથી ગોયા તેની આગળ ઘાતકીપણાંની તારીફ ગાયલી કહેવાશે અને તેઓ ખુનખાર થવામાંજ બાહદુરી સમજશે, એટલે કોઇને ખુમ પડાવવામાં, કોઇના ઉપરવારી થવામાં, કોઇને સતાવવામાં, કોઇને રડાવવામાં તેઓ પોતાને મોટાં ગણશે અને એવી રીતે, માણસાઈપણું જે ચીજ કરવાને શરમાય તેને તવારીખમાં માનપાન અને કીર્ત્તી મેળવતાં જોઇને બાળક પર ખોટી અસર થાય છે.

એ જાતની સાવચેતી ઉપરાંત બાળક પોતાના શબ્દોથી કોઇની લાગણી ન દુખવે એટલા માટે માતપિતાએ પોતે નોકરો સાથ નરમાશથી વાત કરવી જોઇએ છે. બાવાજી

ગુસ્સાથી મનભાવતું બોલી ગરીબ નોકરને સતાવે અને તેમ કરતાં ઠઠ્ઠા મશ્કેરી કરે, તો બાળકને પણ તેમ કરવાને શીખવ્યું અને બચપણમાં પડેલી તેવી ટેવથી મોટું થતાં બાળક ઘણી વાર તેવુંજ રહી જાય છે માટે એ બાબતમાં માતાએ "Fireside Education" માંથી આ શીખામણ લેવાની છે—Teach your children never to wound a person's feelings, because he is poor, because he is deformed, because he is unfortunate, because he holds a humble station in life, because he is poorly clad, because he is weak in body and mind, because he is awkward or because the God of nature has bestowed upon him a darker skin than theirs."

છેલ્લે વળી જાતિ દાખલાની સિફારસ કર્યા વિના ચાલતું નથી. માત્ર પોતાનાજ બાળકો અને સગાંવ્હાલાંઓ તરફ માયાળુ રહેવાથી માબાપ બાળકમાં દયા ઉસકેરી શકતાં નથી, એમ તેઓએ સમજવું જોઇએ છે. ખરી માયાના બે ત્રણ દાખલાઓ તપાસ્યે અને પછીજ આપણને લાગશે કે જો એવી માયાથી માબાપ પોતાની જીંદગી ગુજારતાં હોય તો તેઓનાં બાળકો પણ તેવાં નિવડશે.

આ એક ખરી બનેલી વાત છે કે થોડાંક ગરીબનાં છોકરાં લંડન પાર્કના એક ખુણામાં રમતાં હતાં. તેઓના ઉઘાડા પગનો ટપટપ થતો અવાજ અને તેઓના કલ્લા ખુબ ખુશ્નુમા લાગતા હતા. એક ગરીબ સ્ત્રી તે રસ્તેથી પસાર થતી હતી. તેણી થોભી, જમીન પરથી કાંઇ ઉંચકયું, પોતાના એપ્રનના ગજવામાં મૂકયું, અને ચાલવા માંડયું. એક પુલિસનાં માણસે તેણીને દીઠી. શું તેણીએ પૈસાની પડી ગયલી કોથળી ઉંચકી હશે? તે તેણીની આગળ ગયો. "તમે તમારાં એપ્રનના ગજવામાં શું લઇ જાઓ છો?" તેણી ધચુપચુ થઇ અને થોડાક ભાંગેલા કાચના ટુકડા તે સીપાઇને બતાવ્યા અને બોલી "છોકરાંના પગને ભોકાય નહિ તેથી મેં એ ઉંચકી લીધા છે."

એક સ્કોટ લશ્કરની ટુકડી આયર્લેંડ તરફ રસ્તો કાપતી હતી. તે સિપાહો પોતાના દુશ્મન ઈંગ્રેજોથી દુર નાસતા હતા કારણ તેઓના કેપટન રોબર્ટ બ્રુસે જોયું કે તેઓની સંખ્યા સરખામણીમાં બહુજ થોડી હતી. તેઓએ તો રાત દિવસ ચાલવું હતું. કારણ રોજર મોરટીમર તેઓની પુઠ પકડતો હતો. એક દિવસે બ્રુસને કહેવામાં આવ્યું કે એક સ્ત્રી કે જેણી લશ્કર સાથે હતી અને જે સિપાહોના કપડાં ધોનારી હતી, તેણી માંદી પડી હતી. તેણી અને તેણીનું તરતનું જન્મેલું બાળક પછવાડે રહી જવાની ધાસ્તીમાં હતાં.

"થોભો." બ્રુસે કહ્યું. ઇંગ્રેજો નજદિક આવતા ગયા અને દર મિનિટ તેઓ માટે વધુ ભયંકર થતી ચાલી પણ તે બાહદુર સિપાહો થોભ્યા અને જ્યારે તે સ્ત્રી અને બાળક બરાબર ગોઠવાયાં ત્યારે તેઓએ પોતાનું ચાલવું શરૂ કીધું.

જુલિયસ સીઝરને એક વાર માર્ગમાં તુફાન મળ્યું. બચાવ માટે તેઓને ખોળ કરતાં એક ઝુપડું નજરે પડયું જ્યાં ફક્ત એકજ ખાટલી હતી. સીઝરના મિત્રોએ કહ્યું કે સીઝરે આ ખાટલી પર આરામ કરવો અને તેઓ બાહેર ઝાડના ઓથા તળે સાથે ગુંચળું થઇને આસાયેશ લેશે. ત્યારે સીઝરે શું જવાબ આપ્યો? તે બોલ્યો "નહિ, ઓપીયસ આપણુ સર્વમાં નબલો છે, તેની તનદરૂસ્તી બિગડેલી છે તેથી તેને સર્વથી સરસ જગ્યા આપવી જોઇએ. ઓપીયસ અંદર ગયો અને તે આખી રાત મહાન સીઝર અને તેના સાથીઓ બાહેરની ઠઠરતી ઠંડીમાં સુતા. આવા મોટા માણસના નાના દાખલાઓ પરથી માબાપને ઘણું શીખવાનું છે. બાકી જીંદગીની ક્ષણભંગુરતા પર બે પળ વિચાર કરી, સ્વાર્થ બાજુએ મેળી જાતીભોગ આપીને આવી ઉત્તમ દયા માયાના દાખલા તેઓ પોતાની રોજની જીંદગીમાં ઝમકતા કરેં, તો પછી બાળકને એ સદગુણુ શીખવવા માટે બીજું વધુ શું જોઈએ?



# બિનસ્વાર્થ પણું—બીજાંની સગવડનો વિચાર.

સ્વાર્થમાં લપટાયલી આ ધરતીપરના કેટલા બધા ગુનાહો અને દૂષ્ટ કર્મો માણુસ જાત પોતે વૈભવ મેળવવા ખાતર કરતાં હશે! મતલબને ખાતર કેવી કુળવળથી માણુસ પાપમાં સંડોવાય છે! જાતી સ્વાર્થને ખાતર આ ધરતીપરના પોતાનાં કેટલાં ભાઈબંધોને તે દુઃખના આંસુ રડાવે છે? એવી જાતનું સ્વાર્થીપણું માણુસાઇ નબળાઇઓ માહેલી એક ઘણી સાધારણ નબળાઇ છે. કાંઇ ગરજવાન કે લોભી માણુસોજ તેના ભોગ થઇ પડતા નથી. કાંઈ અભણ કે ટુકી નજરવાળા, સાંકડાં મનવાળા વર્ગમાંજ એ નબળાઇ દેખાવ દેતી નથી, પણ શીખેલા સુધરેલા, આગળ વધેલા, મોહોડેથી મોટી મોટી વાતો કરતા ભાષણકર્તાઓ, લેખકો, શેહેરી બાવાઓ, રાજદૂવારી નરો, મોટાં મોટાં મંડળમાં બીરાજમાન થતી બાનુઓ, શીખેલી શેઠાણીઓ સર્વે સ્વાર્થના સાગરમાંજ તરતાં માલમ પડે છે.

કોઇ તેથી દગા ફટકા, ચોરી લુટફાટ, કજ્યા કંકાસ, કિના કપટ, મારામારી અને ખુનરેજીને ખરાબે અઠડે છે. કોઇનું બારકસ એવા ખરાબાથી સલામત બચવા પામે છે તો મારૂં—મારૂં—ને—મારૂં નામનું બંદર આવે છે

ત્યાંજ અટકી પડે છે, કોઇ હું–તું–તે નામના કુટુંબી ટાપુમાં પોતાની જીંદગી પુરી કરે છે અને કોઇકજ એવાં હોય છે કે જેઓ એ સ્વાર્થના સાગરનો કિનારો ઓળંગી બિનસ્વાર્થીપણાંના મહાસાગરમાં ઝીપલાવે છે અને વળી ત્યાં પણ બારીક નજરે અવલોકન કરીશું તો ઘણાકો સ્વાર્થને ખાતરજ બિનસ્વાર્થી થયલા માલમ પડશે. નામ, કીર્તિ, માન–પાન, વડાઇ આપ-બડાઇની મૂર્તિના તેઓ ગોલામ છે. એ રીતે સ્વાર્થના એવા એવા બીજા બીજા પ્રયોગો સૃષ્ટીમાં ચાલી રહ્યા છે, તે સર્વનું મૂળ તો બચપણમાંજ નખાયલું નજરે પડે છે.

કુટુંબનાં તેમજ કોમનાં સુખને માટે આટલું તો અવશ્યનું છે કે બાળકને નાનપણથી દાખલા દલીલથી સમજાવવું જોઇયે કે તે તો દરિયાનાં પાણીનાં એક ટીપાં સમાન છે અને બીજાં બધાંનાં સુખ–સગવડનો વિચાર તેને સદા કરવોજ જોઇશે. જો કોઇ બી કામમાં તે પોતાનાજ સ્વાર્થને ખાતર, પોતાની મરજી કે ફાંટાને અનુસરીને કાંઇ કરતું હોય તો તેને ટુકેથીજ વારવું જોઇયે અને કદી પોતાની મતલબમાં ફાવવા દેવું જોઈયે નહિ. ઘરમાં જમવાનો વખત એક હોય અને તે વગર કારણે મોડું કરે યા વેહેલું ખાવાનું માગે તે કદી લઇ ચલાવવું નહિ, બિછાને જવાના વખતમાં, સવારે ઉઠવાના વખતમાં, બેસવા ઉઠવામાં, ફરવા હરવામાં, વાંચવા લખવામાં

એકે બીજાંની સગવડનો વિચાર કરવો એ દરેક કુટુંબી જીંદગીનો હમેશનો નિયમ થઈ પડવો જોઇયે. તેજ પ્રમાણે ઘરનાં વડાંઓએ પણ ચોક્કસ કાયદાઓને અનુસરીને કામ લેવું જોઇયે અને મતલબને ખાતર તેમાં ફેરફાર કરવાની સત્તા ચલાવ્યાથી પહરેજ રેહેવું જોઇયે. પિતાજી કેહેશે મને મરીમસલાનો ખોરાક નુકસાન કરે છે તોએ માતાજીને તીખી તમતમતી કરી વગર ચાલતું નથી તેથી મસાલો નખાવવો ચાલુ રાખે છે. માતાજીને ફરવા જવા ગમે છે તોએ પિતાજી કલબમાં સટકી જવાનાં બહાણાં સોધતા ફરે છે. એ જ્યારે ઉધરતાં બાળકો જુવે છે અને સમજે છે ત્યારે સ્વાર્થની મોહીનીની જબુન અસર હેઠળ તેઓ પણ આવતાં જાય છે. તેજ પ્રમાણે જ્યારે માતાજી બપાઇજીની સગવડને ઠોકરે મારે છે યા ફુઇજી માતાજીને જે નહિ ગમતું તેજ કરવાની જીદ પકડે છે અથવા ઘરનું એક બાડુત પાણી વગર ટવળે છે તોપણ પોતાનાં સઘળાં વાસણો ભરાઇ ન રહે ત્યાં સુધી નળ બંધ કરવા માતાજી સખ્ત મનાઇ કરે છે, એવા એવા રોજના બનતા બનાવોનો છાપ કુમળાં ભેજાંપર પડતાં નજર ટુંકી થાય, મન સાંકડું બને, હૈયું સંકોચાઈ જાય તેમાં કાંઇ નવાઇ ?

બીજાંનાં વિચાર વગર સ્વાર્થ સાંધવા બોલાયલા બોલો અને કરવામાં આવેલાં કામો બચપણમાં સાંભળવામાં અથવા

જોવામાં આવ્યાથી મોટપણમાં માણસને મતલબી બનાવી, કોઇ પણ કામમાં તેનો પોતાનોજ એકલાનો વિચાર કરાવે છે. તેનાં અમુક કામથી અમુક માણસને શું નુકસાન થશે, અમુક શબ્દોથી અમુક માણસનો જીવ કેવો રંજીદા થશે, તેનો તેને ખ્યાલ આવી શકતો નથી, કારણ બચપણથી તેને આડકતરી કે સિધી રીતે મગજપર એમજ ઠસાવવામાં આવ્યું છે કે સૌ સૌને પોતાને માટે જીવે છે. જીંદગીની આ એક મોતેબરી કે આપણે આપણને ખાતર નહિ પણ સર્વને ખાતર જીવ્યે છીએ તેનો જો વિચાર બચપણથી બાળકમાં મુકવામાં આવ્યો હોય, તો પોતાની હુસ્યારી, સમજદારી અને ડાહપણને પોતા અર્થેજ વાપડનારા ઘણા અંજાણ એકલપેટાઓ બીજાના વિચાર વગર જીવે છે તેમ બને નહિ અને તેઓ પોતાના ભાઇબંધોનું કલ્યાણ કરવામાં હાથ લંબાવે.

આપણા કે પરકોમના સંસારમાં એકબીજાં તરફની ફરજમાં પછાત પડતાં માણસો નજરે પડતાં હોય તો તે પછાત રહેનારાઓને બદનામ કરવા એ આપણું અજ્ઞાનપણું જાહેર કરશે. જે જીવડાઓને બચપણથી દરેક વાતમાં દરેક જગ્યાએ અને દરેક વખતે “ હું ” “હું ” અને “ હું ”નોજ ભાસ થવા દીધેલો, તે માનવી મોટપણમાં કઇ કિસમે બીજાંનો વિચાર કરવા દોરવાય ? દોરવવાનો વખત બચપણમાં હતો. જો ત્યારે

માતપિતાએ પોતાના અજ્ઞાનપણાંમાં તેવો રાહ બતાવ્યો નહિ હોય તો કોઇ પોતાની મેળે પાછળથી તેમ દોરવાય ? એવા ઉત્તમ આત્માઓ કાંઇ બધાનાજ હોય છે ? તેઓના રાહપર જો કોઇ ઉજાસ નાખનાર હોય, તો ભાઇબંધીની લાગણી ધરાવનાર છતાં નિસોસ પડેલા જીવો કેવા એક તડાકે બીજાંને માટે જીવી, સ્વાર્થ રહીત જીંદગી ગુજારે !

એક વેળા એક નાની ભુલકીને તેણીની માતાની સ્નેહી તરફથી આખો દિવસ તેણીને ઘર જવા માટે ઇજન કરવામાં આવ્યું. તે નાની બાળકીએ ના પાડયું અને કારણ જણાવતાં તેણી બોલી "જો હું સાંજ તુલીક તમારે ત્યાં રહું તો જ્યારે પપા ઑફીસમાંથી આવે ત્યારે ઇઝીચૅર આગળ તેવણુને સ્લીપરસ કોણ લાવી આપે ?" નિર્દોષ બાળ્યાવસ્થાના પ્યારના અને બીજાંની સગવડના વિચારના આવા દાખલાઓને જો આપણા સંસારમાં જોવામાં આવે તો ખાત્રીથી માની શકાય કે તે બાળકો મોટાં થતાં મતલબમાં ગરક થતાં બચવા પામે.

પાસેના ઘરમાં કોઇ માદું પડયું હોય અને તમારા દીકરાને હારમોનિયમ વજાડવા ગમતું હોય છતાં તમોએ તેને માદાં માણુસની યાદ આપી વજાડવા દેવું જોઈએ નહિ, કારણ કે તેથી બિમારની શાંતિ કે ઉંઘમાં કદાપી ખલલ થાય.

વળી જેમ દરેક કામ વેળા બીજાંનો વિચાર કરાવવો તેમજ બીજાંને ખાતર કાંઇ કશું બાળકને ખમવા પણ દેવું જોઇએ. જો બાળકનાં દરેક નાનાં મોટાં કામો વેળા જેમ તેની પોતાની તેમ બીજાંની સગવડની યાદ આપ્યા કરી તેઓનાં સુખ દુઃખનો વિચાર પલકે પલક કરાવ્યા કર્યે તો તેઓને પછી તેમ કરવાની એક ટેવ પડી જશે અને મોટપણમાં તેઓ બીજાંનો વિચાર રાખીને કામ કરશે.

વળી બિનસ્વાર્થીપણું કાંઇ બીજાંની સગવડના વિચારમાંજ આવી રહયું નથી. યાતો આપણી સગવડનો ભોગ આપવામાંજ તે સમાઇ રેહેતું નથી. બીજાંની લાગણીનો વિચાર કરવાને પણ તે આપણને શીખવે છે. કોઇ બિચારૂં ભોળ્યું માણસ કોઇ વાર ભાંગરો વાટે છે તો આપણે ઘણાંજણને ખડખડ હસવા પડી જતાં જોઇયે છીએ. કોઇ ખણું ચહડાવે છે, કોઈ અવિવેકી શબ્દ જબાન પર લેતાં અચકતું નથી. પણ એવી વખતે આપણી લાગણીઓ ઉપર કાબુ રાખીને સામાં આસામીને ભારી નહિ પડી જાય એવી રીતે જે કોઇ વરતે તેને પણ આપણે બિનસ્વાર્થી માણસ લેખીશું. માબાપોએ આ વાત ખાસ કરીને યાદ રાખવાની છે અને નોકર ચાકર વિગેરે તરફની પોતાની વર્તણુકથી બાળકનાં મન પર ખોટી અસર ન થાય તેની ઘણી સંભાળ તેઓએ

રાખવી જોઇયે છે. આપણે એ સંબંધી પ્રિન્સ આલબર્ટ જેવા નમુનેદાર પિતાનો એક દાખલો લઇયે.

એક દિવસે પ્રિન્સ આલબર્ટે એક ગરીબ પણ ગ્રહસ્થ માણુસને પોતાની સાથે જમવાનું આમંત્રણ કીધું. તે બાપડાને જમવાની રીતભાતનું કશું ભાન હતું નહિ એટલે તેણે ફક્ત છરીની મદદથીજ ખાવા માંડયું અને કાંટો કાંટાની જગ્યાએ પડી રહયો. ઈંગ્રેજ લોકો ખાવાની રીતભાતને ઘણું વજન આપે છે અને ઘણી એવી નાની નાની બાબતો છે કે જેને તેઓ મોટું રૂપ આપે છે. બાહેર જમતી વેળાએ એ સર્વ જમણના કાયદાઓને અનુસરીનેજ ચાલવું જોઇયે. તે તો રહ્યું પણ આમ છરીથીજ ખાવા માડવું એ તો અન્નાડીપણાનીજ સાબેતી આપે છે અને બાદશાહી ટેબલપર એવું અન્નાડીપણું કેમ ચાલે? પણ ભલા પ્રિન્સ આલબર્ટે જેવું તે સખશનું અજ્ઞાનપણું જોયું કે પોતે પણ પોતાની છરીથીજ જમવા લાગ્યો. આ જોઇ બાદશાહી કુટુંબનાં કેટલાંક છોકરાં હસવા મંડયાં. તેઓના બાપે તેમણે ડોળા કકડાવ્યા. જ્યારે તે મુલાકાતે આવનાર ગરીબ માણુસ ગયો ત્યારે છોકરાંએ પોતાના પિતાને પૂછ્યું કે તમોએ કાંટાનો ઉપયોગ કાં ન કર્યો? તેણે જવાબ આપ્યો કે "મારો મિત્ર તેથી ગુંચવાતે ને હું કાંટો લેતે તો તે પણ તેમ કરતે અને તેથી પોતે મુઝવણમાં

પડતે." એક ગરીબ મિત્ર સ્હેજ ગુંચવણ અને મુંઝવણમાં પડે તે વિચારથી, હાંસીમાં આવવાની કશી બીક વગર, તેણે તે પારકાનો વિચાર કીધો, તેમજ જો આપણામાં દરેક માત-પિતા કરે તો બાળકને કેવો નમુનેદાર ઘડો મળે!



# ધીરજ.

જ્યારે તમો એક બાળકનું ધ્યાન એક પક્ષિના માળા તરફ ખેંચો કે જ્યાં એક નાની ચલ્લી એકેકું તણખું લાવી આખો માળો ઉભો કરે છે, અથવા જ્યારે તમો બાળકને દેખાડો કે કીડીઓ કેવી ધીરજથી એકેકો મીઠાશનો દાણો ઉંચકી લઇ જાય છે, અથવા જ્યારે બે સુથારો કરવતીથી લાકડું વહેરતા હોય ત્યારે તમો તમારી નાની બાળકીને ત્યાં ખડી રાખી તેઓનું તે કામ તપાસવા કહો, તો પછી ધીરજ શબ્દનો અર્થ બાળક થોડો ઘણો સમજતાં શીખશે. વળી કિનડરગાર્ટન નિશાળોમાં અને તેમ નહિ તો આપણા પોતાના ઘરોમાં જો થોડાક રોપા ઉગતા કરવાની સગવડ થતી હોય તો બાળકો સાથે જમીનની માટી પોચી કરી તેઓ પાસે બીયાં નખાવવાં, અને દર સવારે તેઓનાં વાવેલાં બી શું રૂપ ધારણ કરે છે તે તે લોકને જોતાં કરવાં. આવી રીતે દિવસો સુધી જ્યારે બાળક જોશે કે સુંદર ફુલો બાહેર નિકળવાને બીજી ઘણી "આવતી કાલ"ની અગત્ય છે ત્યારે તે બાળક જેવું ધીરજવાન થતાં શીખશે તેવું બીજા થોડાજ દાખલાથી શીખી શકશે. હજી પાણી સીપવું જોઇએ, હજી એને તડકો લાગવો જોઇએ પછી ફણગા ફુટશે, પાદડાં થશે, ઝીણાં દાણાં સરીખાં ફુલોનાં બી બાહેર પડશે અને પછી પણ કળી નિકળતાં દિવસો

જશે! જ્યારે પોતાને મનગમતાં ફુલોને હસ્તીમા આણતાં તે જેટલી સંભાળથી જોશે તેટલું તે ધીરજવાન થશે.

આ બાકી દુનિયાનાં હરકોઇ કામમાં વખત શું અગત્યનો ભાગ બજાવે છે તેનો ખ્યાલ બાળકને આપવો. એક પકવાનને, ચરવા માટે ફક્ત ગરમીજ જોઇતી નથી, પણ વખત બી જોઇએ છે તેનો ખ્યાલ બાળકને આપવો. ખીચડી જલદી કરવા આપણે મોટી આગ સળગાવીશું તો તે બળી જશે પણ ચરશે નહિ. મોટે બળતે ગોસ પકાવવા મૂકીશું તો લાકડાંનો ખો થશે. ગોસને ચરતાં વખત તો લાગશેજ. એ ચીજોનું અવલોકણ બાળક પાસે કરાવવું જોઇએ છે. જો આ ખ્યાલ બાળકને આવ્યો તો પછી પોતાનાં શરીર પર એકાદ ફુલ્લો થયો હોય ત્યારે પણ તે સમજી શકે કે અવારનવાર ગરમ પોલતીસ કીધા પછીજ, અને રફતે રફતે થોડી ગરમી લાગવા દીધા પછીજ, ફુલ્લો સારો થશે. વખત—અને જોઇતો વખત—પસાર થવોજ જોઇએ.

વળી સીવતી વેળા દોરો ગુંચવાઇ ગયો કે રેશમની આંટી ગુંચવાઇ ગઇ તો તુરત કાપીને કટકા બુકલા કરવા દેવા નહિ. ધીરજથી તેનો અકેકો ખોટો વળ દૂર કરી તેને સરખું કરવું. જ્યારે બાળક જોય કે મારી ભૂલથી એમ થયું છતાં માતાએ કેટલી બધી ધીરજથી પોતાનો આખો કલાક રોકી સરખું કરી આપ્યું ત્યારે તે ધીરજના સદ્‌ગુણની હિંમત સમજતાં શીખશે.

"કેવાં હસતાં મોઢાંથી માતાજી વાત કરતાં ગયાં અને પોતાને કિંમતી વખત જવા છતાં મારી ગુંચવેલી રેશમની આંટી કેવી કળવળથી સરખી કરી આપી" એમ તમારી બાળકી વિચારશે. અને એ વિચાર તેણીને પોતાને ભવિષ્યમાં ધીર-જવાન બનાવશે.

વળી કાંઇ અગત્યનું કામ હોવા છતાં જ્યારે આગગાડી આવવાને વખત હોય ત્યારે માત પિતા ધીરજથી સ્ટેશનપર ખોટી થાય, બડબડાત નહિ કરે, જ્યારે લોકોની ઠઠ ભેગી મળી હોય ત્યારે ખુશાલ મને બીજાંને જવા દઇ પોતાને રસ્તો શોધે, જ્યારે ચાર પાંચ કામ કરવાનાં હોય ત્યારે ચીડાયા વગર એકેકું પાર ઉતારે—એવા અનેક ઘરગતુ દાખલામાં જ્યારે નાનું બાળક માબાપને ભાઇ બેહનને અને સર્વને વર્તતાં જોય, ત્યારે પછી તે પોતે પણ ધીરજવાન થવાની ટેવ અખત્યાર કરી શકે.



## કરકસર—દૂરંદેશી.

દુનિયાઇ ડહાપણ વિના સદ્‌ગુણો સંપાદન કરેલા શા ખપના? જીંદગીના વહેવારૂ જ્ઞાન વિના નિતી નેકીની શીલસુફી સમજેલી શા ઉપયોગની? આ ખાકી જેહાનની લડાઇમાં એક અંતકરણે ઉત્તમ મનુષ્ય કરતાં એક મગજે મોટો માણસ ફાવી જતો જણાય છે. આપણે કાંઇ આ ક્ષણભંગુર જીતને વજુદ આપવા માગતાં નથી, પણ સદ્‌ગુણોની સાથે સાથે આપણને દુનિયાઇ ડહાપણને યાદ કર્યા વિના ચાલતું નથી.

સચ્ચાઇ, દયા, વિવેક, બાહાદુરી સર્વએ પોતાનો વાસો તમારાં દિલમાં કરેલો છે, છતાં તમારાં જાતી સુખ માટે, જાતી જીત માટે મગજ દૂરંદેશ હોવું જોઇએ.

દૂરંદેશી આપણને જે એક મુખ્ય શિક્ષણ પુરૂં પાડે છે તે કરકસર છે. માણસાઇ શકિતઓ—શારિરિક તેમજ માનસીક—વાપડવામાં કરકસર, વખતનો ઉપયોગ કરવામાં કરકસર, વસ્તુઓ વાપડવામાં કરકસર—જે માણસને આ બોહળા અર્થે વપડાયલી "કરકસર" કરતાં આવડી તેને આ ખાકી જીંદગીમાં ઘણું કરીને ફત્તેહ મળશે.

ત્યારે આપણા ઉઘરતા આત્માઓને સદ્‌ગુણ શીખવવાની જેટલી જરૂર છે તેટલીજ જરૂર તેઓનાં ખીલતાં મનને દુન્યાઇ ડહાપણ શીખવવાની છે.

બાળકને તેની ઉમ્મર કરતાં મોટાં છોકરાં સાથે રમાડવું નહિ. અગર તેમ કર્યે તો તે થોડાજ વખત માટે થવું જોઇએ, કારણકે નહિ તો તેનું શારિરિક બળ થોડુંક વ્યર્થ જશે. વળી દોડવા કુદવાને, ફરવા હરવાને સઘળું ઉત્તેજન આપ્યા છતાંએ તેને વખત કરતાં જાસ્તી વાર અંગબળની કસરત લેવા દેવી નહિ. ૭ સાત વરસનાં ભુલકાંઓ એકાદ સીડીનાં પગથીયાં સાથે ચઢવાની કોશેશ કેરતાં હોય તો તમારાં ચાર વરસનાં બાળકને તેમ કોશેશ કરવા દેવી નહિ. તે ફાવે તો તે માટે તેને સાબાશી આપવી નહિ; પણ તેથી ઉલટું તેને સમજાવવું કે આવી કોશેશથી તે શારિરિક બળ વાપડવામાં કરકસર કરતું નથી જે બહુ ખોટું છે. અલબતાં આ કરકસરનો નિયમ સેહલી સુતરી રીતે તેને સમજાવવો.

વળી જોઇએ તે કરતાં જાસ્તી આસાયેસ અને ઉંઘ તેને લેવા દેવાં નહિ. આવી ટેવો કેટલીક વેળા કારણ સમજાવીને અને કેટલીક વેળા કારણ સમજાવ્યા વગર પણ પાડયાથી તે શારિરિક જોર તેમજ વખતની કરકસર કરતાં શીખશે.

તેમજ મનના જોરનું સમજવું. માતપિતા ઘણી વેળા વડાઇ લેતાં સંભળાય છે કે તેઓના પાંચ વરસના બુચાએ પેહેલી ચોપડી પુરી કરી છે અથવા એકડે એક સો સુધી બોલે છે. આ વડાઇ ઘણી વાર બાળકને ભારી પડી જાય તેવી

હોય છે. મનના જોરને સમાલી સમાલીને, જાળવી જાળવીને તેનો થોડો પણ અંશ વ્યર્થ નહિ જાય તેમ બાળક પાસે કેમ ખપમાં લેવાડવું તેનું જ્ઞાન માતપિતાને ન હોવાથી ઘણાંક બાળકોનાં ભેજાં પર જાસ્તી ભાર પડેછે. ઘણાંકો જોઇએ તેટલું જ્ઞાન મેળવી શકતાં નથી, ઘણાંકો મનની શકિતને સંપુર્ણ રીતે ખીળવી શકતાં નથી.

વળી સદ્‌ગુણોનું રહેઠાણ જો અંતકરણ હોય તો ત્યાં પણ એવી બરબાદી થતાં બચપણથી અટકાવવી. દાખલા તરીકે બાળકને વારંવાર ગુસ્સે થવા દેવું નહિ. ગુસ્સો આપણા આત્માનાં જોરનો નાશ કરે છે. વળી હદ ઉપરાંતની દયાથી આપણે આપણને પોતાને નુકસાન કર્યે છીએ. તેવી દયા માયામાં બાળકને લપટાવા દેવું નહિ. બાળકનું દિલ એટલી હદે નરમ બનાવવું નહિ કે બીજાંને પડતાં સ્હેજ બી દુખથી તે પોતે વધુ દુખ મેળવે. આમ કીધાથી આપણે સદ્‌ગુણ વાપડવામાં કરકસર કીધેલી કહેવાશે નહિ.

વળી જે બાળક બચગીથી વખતને વાપડતાં શીખ્યું તે મોટપણ તુલીક જીંદગી કેમ વાપડવી તે શીખી ચુકયું એમ સમજવું. એ વિષે લંબાણ કરવાની જરૂર નથી. આપણે પોતે વખતનો થોડોક પણ ભાગ બરબાદ થવા દેવો નહિ, કે જેથી બાળકને કદી પણ તેમ કરવાને કારણ મળે નહિ. જેમ આજે આપણામાં ઘણાં જણ કરે છે તેમ "સોહવાતું નહિ" તેથી

વાંચવું, ભરવું સીવવું, ફરવા જવું—એમ નહિ, પણ ખુદ વાંચણ અથવા સીવણ કામ અથવા ખુલ્લી હવામાં ફરવું, એ સઘળાં કામો પાછળ વખત રોકવાની ફરજ છે તેમજ તેથી ફાયદો છે એમ બાળકને બચપણથી સમજાવવું અને તે માત્ર શબ્દોથીજ નહિ પણ તેમ વિચારીને, તેમ ખુદ આપણે પોતે કરીને તેનાં મન પર ઠસાવવું. પરવારતાં બેસવાનું આપણામાં અતિ ઘણું સાધારણ થઇ પડયું છે. બાળકો બચપણથી તેમ જોતાં આવતાં હોવાથી તેઓ તેમ કરવાને લલચાય છે. વળી દૂરંદેશ નજરથી એક કામ કરતાં કરતાં જો બીજું થતું હોય તો તેમ કરવાની ટેવ પણ બાળકને પાડવી. એડમીરલ કોલીંગુડની વાત કેટલાંકને ખબર હશે. જ્યારે તે રોજ ફરવા જતો, ત્યારે તે રસ્તાની બાજુએ એકોર્નના ઝાડનાં બી રોપતો જતો કે તે ઝાડો મોટાં થાય તો ભવિષ્યમાં વહાણો અને સ્ટીમરો બનાવવામાં કામ આવે. એ ઝાડનું લાંકડું એ કામ માટે ઉત્તમ જાણીને તે આવી રીતે એક કામની સાથે સાથે બીજું કરીને દેશહિતકારીપણાની લાગણી બતાવતો હતો.

" કરકસર " શબ્દ આપણામાં જે રીતે સમજવામાં આવે છે તે સાધારણ રીતે તો દુનિયાઇ વસ્તુઓને—જરઝવેરાત, પૈસા, કપડાં, ખોરાકી વિગેરેને—લાગુ પાડવામાં આવે છે. એ

કરકસર ઘણાંખરાં દરેક જણ સારી રવેશે સમજે છે. જે એકજ ખોટારૂં થતું એ વાતમાં માલમ પડે છે તે એ છે કે નાની વસ્તુઓની બરબાદીપર લક્ષ દેવામાં આવતું નથી. ઘણી વાર આપણા લાડકા બુચાજી જમવાની રકાબીમાં ગરિબનાં બીજાં બે છોકરાં ખાઇ શકે તેટલું બધું રહેવા દે છે. ઘણી વાર રાતનાં ખાનાંમાંથી જે કાંઇ વધેલું હોય તેનો માતાજી ઉપયોગ કરતા નથી અને થોડું અહીં તહીં જવા દઇ એકાદ દિવસ રખડવા દઇને વગર નેમે એકાદ ભિખારીના ખોળામાં નાખે છે. ઘણી વાર ઉતાવળમાં નાનું બાળક જોય છે કે તેની માતા, બેહેન કે બાવરચી પટેટાની કે કોઇ બીજી ખાવાની જણસની પાતળી છાલ કહાડવાને બદલે તેનાં ગાપચે ગાપચાં ઉડારી મેલે છે.

વળી વરસાદ આવવાની ધાસ્તી છતાં માતાજી ઘણી વાર બાળકને નવાં સીવેલાં કપડાં પેહરવા આપે છે કે જે એકજ ફેરામાં ધુળધાણી થયલાં બાળક જોય છે. માતાજીની બેદરકારી-થી ઘણી વાર મોજામાં પડેલું એક બારીક કાણું આખાં તળિઆંને રફતે રફતે ફાડી નાખે છે અને બુચાજી ચીજોની એ બરબાદી પર બચપણથીજ ગોર કરતા આવે છે.

ન જોઇએ તેવા ઓરડામાં બતી બાળ્યા કરવી, હાથ સાફ કરવામાં ધરધર પાણી ઘોળી નાખવું, ખુરશી વિગેરે સામાન પર જેમ તેમ પગ મુકી બેસવું, એક નાનું પડીકું બાંધવા આખો મોટો કાગળનો ટુકડો ફાડી તોડી બરબાદ

કરવો, એ વિગેરે જ્યારે માતાથી, પિતાથી કે કોઇ પણ વડીલથી બનતું બાળક જોય ત્યારે પોતે કેવી રીતે કરકસર કરતાં શીખે ?

પણ જો ઉપર જણાવ્યું તેમ શારિરિક તેમજ બુદ્ધિબળની, વખતની, વિચારની, શાંતિની, વસ્તુઓની કરકસર કરતાં બાળકને શીખવવામાં આવશે તો તે ઉડાઉ નિવડવાની જરાએ ધાસ્તી રહેશે નહિ. આજે ચોમેર નજર આવતી ગરીબાઇનું મૂળ મોટે ભાગે નાનપણમાં નક્કરાપણે કરવામાં આવતો ખર્ચ હોય છે. માટે જો બાળકને પેહેલાંથીજ સમજણ મળી હોય કે આપણી પાસે જે કાંઈ સંપતી હોય, તેનો પેહેલો લાભ જરૂરજોગી વસ્તુઓ લેવાનો છે અને પછીજ, થોડુંક બાજુએ રાખતાં અને બચાવતાં, જે કાંઇ વધે તેજ મોજશોખ પાછળ ખરચવું જોઇએ અને કોઇની કુમકની આશા પર કદી પણ દોઢયું ખરચવામાં શરમ તેમજ હાણી છે, તો એક લખલૂટ ખર્ચ કરનારી, આજે માતબર અને કાલે ભીખારી થતી કોમ કરતાં દિન પર દિન દ્રવ્યવાન અને આબાદ થતી કોમની આપણે વકી રાખી શકીએ.

